# મા. પટેલ બીલનું પરિણામ
## યાને
# એક મહાત્માનું શંભુ મેળાનું સ્વપ્નું.

---

"વિદેશી સમાજોની કાર્યપદ્ધતિ ગ્રહણ કરવાનો પ્રયાસ નિરર્થક છે. હિંદમાં એ પદ્ધતિ અશક્ય છે અને તે અશક્ય છે, એટલા માટે આપણે ઈશ્વરનો આભાર માનવો જોઇએ. આપણે આપણી સમાજને મારી અમળાવીને તેનું વિદેશી સમાજમાં રૂપાંતર કરીશું નહિ. અન્ય પ્રજાઓની સંસ્થાઓ પ્રત્યે હું ઘૃણાની નજરથી જોતો નથી. તે સંસ્થાઓ તેમને માટે ઉપયુક્ત છે, પણ આપણે માટે નથી. જે વસ્તુ તેમને માટે મીઠાઇની ગરજ સારતી હોય તે આપણે માટે ઝેરની ગરજ કેમ ન સારે? પહેલો પાઠ તો આજ શીખવાનો છે. અન્ય શાસ્ત્રો, અન્ય સંસ્થાઓ અને અન્ય રીતિ રિવાજોમાંથી તેમની આધુનિક પદ્ધતિઓ પ્રાદુર્ભાવ પામી છે. આપણા ઇતિહાસ અને સહસ્ત્ર વર્ષના આપણા કર્મને અનુસરીને આપણે ખુદ આપણા પોતાના જ માર્ગે પ્રયાણ કરવું જોઇએ, અને આપણે તેમજ કરવું પડશે."

**સ્વામી વિવેકાનંદ.**

—:o:—


સને ૧૯૧૯.] મુંબઈ. [સંવત ૧૯૭૫.

કિંમત રૂ. ૦-૩-૦.

૭૯૯૪

"આપણી [illegible]સારિક સ્થિતિ સુધારવાને આ કે તે ખાસ ખામી [illegible] ચળવળની નેમ નથી અને હોવી પણ ન જોઈએ. મનુષ્યની બુદ્ધિને મુક્ત કરીને, તેની ફરજનું ધોરણ ઉંચું કરીને, અને તેની સર્વ શક્તિઓ શ્રેષ્ઠ બનાવીને આખા માણસને ફરીથી નવો બનાવવાની, તેને શુદ્ધ કરવાની અને તેને શ્રેષ્ઠ બનાવવાની નેમ છે. મુક્ત થયેલ પુરૂષત્વ, ઉછળતી આશા, કદાપિ ફરજને નહિ છોડનાર ધર્મ, સર્વની સાથે એક સરખું વર્તન ચલાવનાર ન્યાયની ભાવના, અનાચ્છાદિત બુદ્ધિ અને સંપૂર્ણ રીતે ખીલેલી શક્તિઓ અને છેવટે સઘળી મર્યાદાઓને વટાવી જનાર પ્રેમ સહિત પુનઃ નવીન થયલું હિંદુસ્થાન દુનિયાની પ્રજાઓમાં પોતાનું યોગ્ય સ્થાન લેશે, અને પરિસ્થિતિ અને પોતાની ભવિતવ્યતાનું સ્વામી બનશે. આ નેમે પહોંચવાનું છે—આ વાગ્દત્ત ભૂમિ છે."

**નામદાર રાનાડે.**

"જ્ઞાતિઓમાં એકતાની લાગણી છે. એકતાને લીધે મમતા છે; સહકારિતા છે. સહકારિતામાં સેવાભાવ, ત્યાગવૃત્તિ રહેલાં છે. 'વર્ણાશ્રમ' પ્રમાણે નાતોની રચના હોવાથી પ્રત્યેક નાતને પોતાની વિશુદ્ધિ, ધર્મપરાયણતા, હિન્દુસમાજની અખિલ ઘટનામાં રહેલા પોતાના યોગ્ય સ્થાનનું અભિમાન છે. નાતોમાં સમાનતા છે, ઉંચનીચના, શ્રીમંત કે અકિંચનના ભેદ નથી. સર્વે એકસરખી જ્ઞાતિસેવા કરે છે. લોકશાસનના બીજ એમાં રહેલાં છે. પ્રત્યેક નાતને હિન્દુપણાનું અભિમાન છે. હિન્દુ સંસ્કૃતિ તેમનાં જીવનમાં વણાએલી છે. દરેક નાતને પોતાની ભાવના, પોતાનો આદર્શ હોય છે. મહિમા, પરાક્રમની મૂર્તિ તેમની કલ્પનાએ ઘડેલી હોય છે. ઉત્કર્ષ અથવા પ્રવૃત્તિની પ્રેરણા એ કલ્પનામાંથી આવે છે. આપણી નાતોમાં સહકારિતા, દયા અને સમાનતા એ ખાસ કરીને તરી આવે એવા ગુણો છે."

**સ્વ. રણજીતરામ વાવાભાઈ.**

# શંભુ મેળાનું સ્વપ્નું.



એક દિવસ મ્હારા મકાનમાં હું સુતો હતો. ત્યાં ઉંઘમાં અજંપો થવાથી સ્વપ્નાં આવવા માંડયાં. તે પૈકી મુખ્ય સ્વપ્નું જે મ્હને સારી રીતે યાદ રહ્યું તે રસિક હોવાથી તેની હકીકત નીચે મુજબ રજુ કરૂં છું.

*　　　　*　　　　*

રૂતુ હેમંત ચાલતી હતી. પરંતુ ગરમી સખત પડતી હતી. એક મહા નદીના કાંઠા ઉપર જ્યાં ઉત્તમ ઓવારાઓ બાંધેલા હતા, જેની નજીકમાં વૃક્ષની લતાઓ ઝુકી રહી હતી, જેનું નિર્મળ પાણીનું વહન પશ્ચિમ તરફ થતું હતું, અને જ્યાં અનેક મનુષ્યો પોતપોતાની ઉપાધિમાં મશગુલ હતાં, તે નદીના એક ઓવારાપર મનપસંદ જગ્યાએ આ સ્વપ્નાની કથાનો નાયક વિદ્યાભદ્ર પોતાના કેટલાક મિત્રો સાથે સાંજના હવા ખાવા માટે આવ્યો હતો. બાજુમાં જુદા જુદા ધર્મના સાધુઓ પોતપોતાની મર્યાદા પ્રમાણે 'બાર પુરવીયા અને તેર ચોકા' એ કહેવત અનુસાર જુદા જુદા ચોકા લગાવી રસોઇ કરતા હતા. તેમજ અન્ય ગૃહસ્થો પણ પોતપોતાની મંડળીઓ સાથે બેસી આનંદ લેતા હતા. ઘણું કરીને આ સ્થાન નર્મદા કાંઠે ચાંણોદનું હશે, એમ સ્વપ્નમાં અનુમાન થયું.

**વિદ્યાભદ્ર**—મી. **શાંતિલાલ હિંદ**માં હાલ કેવો પ્રસંગ ચાલે છે ! **બ્રીટીશ સામ્રાજ્ય**ના વિજયથી વાતાવરણ હલમલી રહ્યું છે, અને વખત જાય તેમાં **હિંદ**ને પૂર્ણ સ્વરાજ્ય મળવાની અનુકૂળતા છે. પરંતુ તેમાં નડતર ફક્ત એકજ છે, તે જો નિકળી જાય તો આપણો વિજયજ છે.

**શાંતિલાલ**—કેમ વારૂં ?

**વિદ્યાભદ્ર**—ભલા માણસ, ખબર નથી ! આપણા **હિંદુ**ઓમાં ઐક્યની ખામી છે કારણ કે લગભગ ૭ કરોડ અસ્પર્શ્ય લોકો જેની ગણત્રી **હિંદુ**માં છે તેનો આપણે તિરસ્કાર કરીએ છીએ તે યોગ્ય નથી. તેઓના હાથમાં હાથ મેળવી તમામ **હિંદુ**ઓ એકત્ર થાય, અને તેમને પોતાના સમાન ગણે, ખાનપાન અને લગ્નાદિના વહેવાર તેમની સાથે ચાલુ કરે અને દરેક રીતે તેમને "આત્મા સો પરમાત્મા" એ નિયમાનુસાર ભાઇઓ સમાન ગણે તો કેટલો બધો ફાયદો થાય ?

અરે ! અસ્પર્શ્ય કોમની વાત તો એક બાજુએ રહી. પરંતુ આપણા **હિંદુ**ઓમાં અનેક જ્ઞાતિઓ છે, જે એક બીજાનું ખાતાં પીતાં અથવા અડકતાં પણ વટલાય એ કેવો જુલમ ! વળી વાણીયા, બ્રાહ્મણ વિગેરેની કોમની પેટાકોમ જેમાં એક બીજાને ભાણા વહેવાર છે, છતાં કન્યા વહેવાર નથી. તેમજ કેટલાક બ્રાહ્મણો તો બીજા બ્રાહ્મણો સાથે જમતાં પણ વટલાય છે ત્યાં પછી દરેકના મત કેવી રીતે એક થાય અને તે વળી **ઐક્યતાવિના આપણે સ્વરાજ્ય કેમ નભાવી શકીશું** તેનો મ્હારા મનમાં મ્હોટો સંતાપ થયા કરે છે.

હું એમ. એ. થયો. કેટલાક મંડળોના સભાસદ તરીકે મ્હેં માન મેળવ્યું છે, છતાં મ્હારા જેવાથી જ્યારે આ કામ પાર ન ઉતરે ત્યારે બીજા કોણ કરશે? એટલા પુખ્ત વિચાર કર્યા બાદ મ્હેં નક્કી કર્યું છે કે, તમામ હિંદુઓએ એકબીજા સાથે રોટી વહેવાર તથા બેટી વહેવારથી જોડાવું જોઇએ. અને ગમે તે ભોગે આ જીંદગીમાં મ્હારે તે કામ પાર ઉતારવું. અલબત, આવા મહાભારત કામમાં હાલના જમાનાની કેળવણી લીધેલા આપના જેવા યુવાન મિત્રોની મદદની મ્હને જરૂર પડશે અને સર્વે ભાઇઓની મદદથી આ કામ જરૂર હું પાર ઉતારીશ.

**બોથડલાલ**—અને મ્હારો મતતો એટલે સુધી છે કે તમામ હિંદમાં દરેક કામ સાથે રોટી વહેવાર તથા બેટી વહેવાર શરૂ કરવાથી પક્ષાપક્ષીનો સવાલજ રહેશે નહીં.

**નવરંગરાય**—અને જો તમે આ કામ ઉપાડવાની હિંમત કરતા હોય તો હું તથા મ્હારા બીજા મિત્રો આપને સહાય કરવા તૈયાર છીએ. પરંતુ જે કામ કરો તે વિચારીને કરજો. જો પાછા પડશો તો તેના જેવી બીજી એક પણ નામોશી ગણાશે નહીં. વળી તેમાં તમારા પુજ્ય વૃધ્ધો, જ્ઞાતિજનો અને ન્યાતના પટેલો આડા આવશે તેમાંથી બચવાનો પણ કાંઇક માર્ગ સાથે સાથે શોધશો તો વધારે સારૂં એમ મ્હને લાગે છે.

(એટલામાં **રામનાથ શાસ્ત્રી** દાખલ થાય છે.)

**શાંતિલાલ** વિગેરે—**શાસ્ત્રી** મહારાજ, આપને પ્રણામ કરીએ છીએ.

**શાસ્ત્રી**—ભાઇઓ ચિરંજીવ રહો. કેમ, છો તો ખુશીમાં ને?

**શાંતિલાલ**—જી મહારાજ, આપના આશીર્વાદથી આનંદ છે.

**શાસ્ત્રી**—(હસતે મ્હોડે) ભાઇઓ, કોઇ દિવસ નહીં અને આજે અહીં સર્વે પંચરંગી ગૃહસ્થો ભેળા થયા છે તેનું કાંઇ તાત્પર્ય હોવું જોઇએ.

(જે મંડળી દૂર બેઠી હતી તેઓ એક પછી એક **શાસ્ત્રી મહા**રાજની પાસે આવવા લાગી.)

**શાંતિ૦**—મહારાજશ્રી, એવું કારણ તો કાંઈ નથી. પણ નવરા બેઠા આ સુધરેલા યુવકો દેશોન્નતિમાટે સહજ ચર્ચા કરે છે.

**શાસ્ત્રી**—ઠીક છે. મ્હને જણાવવાને હરકત ન હોય તો જણાવવા મ્હારી પ્રાર્થના છે.

**શાંતિ૦**—નહીંજી. એમાં છાનું કાંઇ નથી. પરંતુ આ મ્હારા મિત્રોનો એવો વિચાર છે કે **હિં**દના હિતને સારૂ તમામ **હિં**દુ કોમોમાં રોટી અને બેટી વહેવાર કાંઇ પણ નિષેધવિના ચાલુ કરવો, કે જેથી ભવિષ્યની પ્રજાને સ્વરાજ્ય ભોગવવામાં અથવા **હિં**દુ કોમનું હિત જાળવવામાં **હિં**દુની પેટાકોમના જે અંતરાય આવવા સંભવ છે તે દૂર થાય.

**શાસ્ત્રી**—શાબાશ, એ હિંમતને પણ ધન્ય છે. પણ કહેવા પ્રમાણે કરનાર તો કોક વિરલાજ. અને તેમ થશે, તો ઘોડા ગધેડાના સંગમથી જેમ ખચ્ચર જેવી ઉત્તમ પ્રજા ઉત્પન્ન થાય છે તેમ **હિં**દુઓ માટે પણ જમાના પ્રમાણેના ઉત્તમ બીજક તૈયાર થશે. અને તેથી ભવિષ્યની પ્રજાનું દારિદ્ર જરૂર મટી જશે. રંગ છે તમારી પાશ્ચાત્ય વિદ્યાની ખુબીને! જો ધર્મની કેળવણી

નિશાળમાં અપાતી હોય, તો આવા વિચાર આવેજ નહીં. એમ કહી પોતે સાયંસંધ્યા માટે ઓવારા તરફ ગયા.

**શાંતિ૦**—મહારાજશ્રી નમસ્કાર.

**શાસ્ત્રી**—આશિર્વાદ ભાઇઓ. સંધ્યા કરીને હમણાં આવું છું.

**વિદ્યા૦**—(જે આડો પડી મ્હોડામાં ચીરૂટ ફુંકતો ફુંકતો, જે આ ચર્ચા નિશ્ચિંતપણે સાંભળતો હતો તેણે **રામનાથ શાસ્ત્રીના** ગયા પછી **શાંતિલાલને** પૂછ્યું) ભાઇ **શાંતિલાલ**, આ જુના જમાનાના જંગલી જેવા દેખાવનો કોણ હતો! તમે તેને ઓળખો છો?

**શાંતિલાલ**—ભાઇ તમને ખબર નથી? એમનું નામ **રામનાથ શાંસ્ત્રી**. ષડ્શાસ્ત્રમાં પ્રવીણ છે અને આટલામાં એના જેવા કોઇ વિદ્વાન નથી.

**વિદ્યા૦**—(હસીને) આહા? શું વિદ્વાન! જાણે **આફ્રીકાના** સીધીના ભાઇજ તો. વિદ્વાન કે જંગલી? આવા સુધરેલા જમાનામાં અર્ધનગ્ન, એક ટુંકું પંચીયું પહેર્યું છે, એક ઓઢયું છે, ડોળ દેખાડવા દાઢી વધારી છે અને માથે ભસ્મ ચોપડી છે. કાળા સીસમની સાંગ જેવા પાંચહાથ લાંબા, રાત્રે એકલા મળ્યા હોય તો જરૂર બ્હીક લાગે. એ તમારા ઉત્તમ વિદ્વાન! આ બધા ડોળ તમારા જેવાને ભોળવવા માટે રાખ્યા લાગે છે. પરંતુ મ્હને તો એ તલમાં કાંઇ તેલ લાગતું નથી. કેમ પેસ્તનજી શેઠ? ખરૂં છે ને?

**પેસ્તનજી**—નહીં, સાહેબજી. માણુસનો સે'જ અનુભવ થવાથી અથવા તેના દેખાવ ઉપરથીજ તેની કિંમત કરી નાંખવી

એ ઇનસાફ નજ ગણાય. તેટલા માટે તેઓ પાછા વળે એટલે યોગ્ય ચર્ચા કરી પછી તેમને માટે મત બાંધો.

**વિદ્યા૦**—કેમ **દીનમહમદભાઇ**, આ શાસ્ત્રીની વિદ્વતા માટે આપને શું ઊંચો વિચાર આવે છે?

**દીનમ૦**—ભાઈ **બર્થોલ્ડકા** પુસ્તક આપને દેખા હોયગા. ઉસ્કા ચહેરા દેખનેમેં બહોત ખરાબ. લેકીન ઉસ્કી અક્કલપર તો સબ લોક અબીતક આફ્રીન હોતા હય. તો ફીર એ શાસ્ત્રીજીમેં કયા ઇલમ ભરા હયે, સો અપુન લોક કીસતરાહસે સમજે?

**નુરખાન**—નહીંજ, હમ યહાંકે રહેનેવાલે હય ઓર સબ લોક ઉસ્કુ બહૂત માન દેતે હયે. ઇસમેં હમકુ તો લગતા હય કે, યહ બડા ઇલિમી હય. દેખો તો સહી ઉસકી ઉમર લગભગ સો બરસકી હય. લેકીન શરીરમેં કૈસા મજબુત ઓર તંદુરસ્ત હય. યહ કુચ ઇલમ બીના હો શકે?

**વિદ્યા૦**—આવા ધુતારાઓએજ દેશનું સત્યાનાશ વાળ્યું છે. તેવા ધુતારાઓની ગણત્રી લગભગ છપ્પન લાખની ગણાય છે. તેઓને પણ ધંધે વ્હડાવવાની જરૂર છે. ભાઇઓ, આવા ભીખારીઓને રસ્તે વ્હડાવવાનું કામ પણ આપણેજ કરવાનું છે.

**શીરીનબાઈ**—દુવા ચાહું **વિદ્યાભદ્રભાઇ**, તમે તે કયાં કયાં કામ કરશો! પ્રથમ તો તમારા ધંધા રોજગારનું ઠેકાણું નથી. તેમાં વળી **હિંદુ** કોમને એકત્ર કરશો કે ભીખારીઓને ધંધે વ્હડાવશો?

વિદ્યા૦—અરે જુઓ તો ખરા આ બંદાનો ઝપાટો. કામ હાથમાં લીધાની વાર છે. પછી બેડો પારજ સમજજો. એટલામાં રામનાથ શાસ્ત્રી પાછા આવ્યા અને શાંતિલાલ વિગેરેની વિનંતિથી તેમના પાસે બેઠા.

વિદ્યાભદ્રે, મ્હોડામાં 'ચીરૂટ' રાખી ઉભા થઇ શાસ્ત્રીજી તરફ તિરસ્કારની દ્રષ્ટીથી જોયું, અને સે'જ દૂર જઈ ઉભાં ઉભાં લઘુશંકા કરવા માંડી.

શાસ્ત્રીજી—(શાંતિલાલને) તમે જે વિચાર દર્શાવ્યો તે તમારો પોતાનો છે કે બીજાનો?

શાંતિ૦—નહીંજી, આ સેવકના વિચાર એવા હોયજ નહીં. (વિદ્યાભદ્ર તરફ આંગળી કરીને) એ વિચાર તો પેલા ગૃહસ્થના છે.

શાસ્ત્રી—એ કોણ છે?

શાંતિ૦—મુંબઇના પ્રખ્યાત ભટ્ટ ગૌરીશંકરના દીકરા.

શાસ્ત્રી—અહો! ઓળખ્યા. આતો વિદ્યાભદ્ર કે નહીં?

શાંતિ૦—હા તેજ છે.

શાસ્ત્રી—ત્યારે તો મોરના ઈંડાને ચિતરવાં પડેજ નહીં.

શાંતિ૦—એમ કેમ?

શાસ્ત્રી—એનો બાપ તો સાક્ષાત નૃસિંહમે'તાનો અવતાર, મહા ધર્માત્મા. તેના અવસાન બાદ આ રત્નનો જન્મ થયો છે, ત્યારબાદ તેની માએ મ્હોટો કર્યો અને શેઠ સાહુકારો પાસેથી મદદ મેળવી ભણાવ્યો. પરંતુ પાશ્ચાત્ય વિદ્યાનીજ કેળવણી મળવાથી

એનામાં ધર્મનો લેશ પણ સંસ્કાર જણાતો નથી. પરંતુ બ્રહ્મબીજ છે એટલે પાશ્ચાત્ય વિદ્યાનું ગમે તેવું આધિક્ય છતાં તેના અંતરમાં બ્રાહ્મણના સંસ્કાર ગુપ્તપણે હોવાજ જોઇએ.

**શાંતિ૦**—મહારાજ, ન્હ્ડતું લોહી છે અને નાથે અંકુશ નથી. તેથી નવા નવા સુધારા માટે બહુ આગળ પડના વિચાર ધરાવે છે. (એટલામાં વિદ્યાભદ્ર લઘુશંકા કરી આવીને બેસે છે.)

**વિદ્યાભદ્ર**—શાસ્ત્રીજી, મ્હારો વિચાર દેશહિતને માટે, તમામ હિંદુઓને રોટી વહેવાર તથા બેટી વહેવારમાં જોડવાનો છે. તે માટે આપનો શું મત છે તે જણાવશો તો મ્હોટી મહેરબાની થશે. કારણ કે મ્હારા સાંભળવામાં આવ્યું છે કે આપ આ સ્થાનમાં એક મહાન વિદ્વાન તરીકે પ્રસિદ્ધ છો.

**અડભંગદાસ**—રામગીર, યે કયા જુલમ! સબ હિંદુ એક હોકર રોટી ખાના? હમ સાધુ લોગભી એક દુસરેકી સાથ રોટી ખાનેસેં ભ્રષ્ટ હોતે હયે, તો યહ તો બડે બ્રાહ્મણ, બનીયા, ઠાકુર સબકુ એક કરને મંગતા હય સો કીસી તરાહસે હોગા?

**રામગીર**—ભઇઆ, મેરેકુ તો ઐસા લગતા હય કે ઉસકા મગજ બીગડ ગયા હય.

**બ્રહ્માનંદ**—સુનો તો સહી. ઉસકી બાતસેંજ સબ નિરાકરણ આપસેં હો જાયગા. જરા સબુરી પકડકે સુનો.

**શાસ્ત્રી**—હા તે ખરૂં, પણ અમારા જેવા વૃધ્ધોનો મત તમારા જેવા યુવાન સુધારકો પાસે શું કામનો? તો પણ તમે પૂછોછો તો, ટુંકામાં એટલુંજ જણાવીશ કે, તેમ થવા સંભવજ

નથી. છતાં થશે તો તે અયુક્તજ ગણાશે. (પોતાના બોલવાની શું અસર થાય છે, તે જાણવા શાસ્ત્રીજીએ તિક્ષ્ણ નજરથી વિદ્યાભદ્ર સામું જોયું.)

વિદ્યા૦—(બેપરવાઇથી) મહારાજ, જે કામ હાથમાં લઇશું તે પૂરૂં કરવાની અમારી પ્રથમ ફરજ છે. પણ તેથી અયુક્ત પરિણામ શું આવશે તે જણાવશો?

શાસ્ત્રી—ધર્મ અને જ્ઞાતિના રિવાજને જો માન નહીં આપશો તો પ્રથમ જ્ઞાતિ બહાર રહેવું પડશે, એ પ્રથમ અયુકત ગણાય.

(એટલામાં ચ્હાવાળો કીટલી લઈ ચ્હા વેચવા આવે છે.)

ચ્હાવાળો—બ્રાહ્મણીઆ ચ્હા–આ–આ, ગરમાગરમ.

પેસ્તનજી શેઠને ચ્હાનો વખત થયો હતો. પરંતુ આવી વાત સાંભળવામાં પોતાને મજાહ આવશે એમ માની પોતે ઘેર ન જતાં, ત્યાંજ બે સ્ટ્રાંગ કપ તૈયાર કરાવી ચ્હા પી લીધી. ત્યારબાદ તે પ્યાલા ચ્હાવાળાએ પાણીની ડોલમાં ધોઈ પવિત્ર કરી અનુક્રમે નવરંગરાય, નૂરખાં, બોથડલાલ, વિદ્યાભદ્ર વિગેરેને ચ્હા આપી રવાના થયો.

(શાસ્ત્રીજીએ જોયું કે આ યુવકને ધર્મ અને જ્ઞાતિબંધનની પરવા દેખાતી નથી. તેથી એની સાથે તર્કવિતર્કથી કામ લેવું જોઈએ એમ વિચાર કરીને)

શાસ્ત્રી—વિદ્યાભદ્રભાઇ, હવે મ્હને ખાત્રી થઇ છે કે, તમને ધર્મ અને જ્ઞાતિનો ડર નથી, તેથી તમારા કામમાં તમને કેટલેક અંશે ફતેહ મળશે. પણ.....વાત ફેરવવાનું ધારીને.

**વિદ્યા૦**—મુરબ્બીજી, બોલો બોલો અમે તો આપની સલાહ માંગીએ છીએ.

**શાસ્ત્રી**—જો સલાહ જોઈતી હોય તો હું જે દાખલા દલીલ આપું તેનાથી તમે ગુસ્સે ન થાઓ તો હું ખુલાસો કરૂં. અને ગુસ્સો લાગે તેવું હોય તો માફ કરજો. હું રજા લઉં છું.

**વિદ્યા૦**—ના, ના, મહારાજ. આપ જે સપ્રમાણ વાત કરશો તેમાં અમને બીલકુલ ગુસ્સો આવશેજ નહીં. ઉલટો આપનો ઉપકાર માનીશું.

**શાસ્ત્રી**—ઠીક તો સાંભળો. પ્રથમ તો આપણા હિંદુઓમાં અનેક કોમ અને પેટાકોમ છે તે પૈકીના અસ્પર્શ્ય લોકો હાલની માફકજ દૂર રહે તેમાં તમને નુકશાન શું છે?

**વિદ્યા૦**—નુકશાન શું? અરે વાતજ ન કરો મહારાજ. મૂળ તો આ દુનિયામાં હિંદુ ૨૪ કરોડ: તેમાંથી ૬ કરોડ અત્યારે અસ્પર્શ્યમાં ખપે છે, તેઓ હિંદુ મટીને બીજા ધર્મમાં વટલી જાય તો આપણા હિંદુઓનું કેટલું બધું બળ કમી થાય? વળી તેટલુંજ બળ સામી કોમનું વધે. એટલે ખરેખરો ચુસ્ત હિંદુ તેવી સ્થિતિ સહન કરી શકેજ નહીં એમ આપ પણ માનશોજ.

**શાસ્ત્રી**—જો બાકીના ૧૮ કરોડ હિંદુ પોતાનું હિત સાધવામાં નિર્બળ થાય, એમ તમે માનતા હો તો (૧) **પારસી** કોમની વસ્તી આ દેશમાં ૧ લાખની છે. (૨) અને **જૈન ૧૫** લાખને આસરે છે. તેઓ આપણા કરતાં આગળ પડતાં ને સુખી છે તો પછી ૧૮ કરોડ હિંદુ પોતાનું હિત **સાધવામાં**

નિર્બળ થાય એ માન્યતા કેટલે દરજ્જે સત્ય ગણાય? (૩) વળી આજસુધી હિંદુસ્થાનમાં હિંદુ સિવાય બીજી જે કોમો છે, તેમાં લગભગ પાંચ કરોડ મૂળ હિંદુઓ હતા. અને જેઓ એક બીજા કારણથી વટલેલા છે અને જેઓ અન્ય ધર્મ પાળે છે તે સંખ્યા ઘટવાથી તમને શું નુકશાન થયું? (૪) તેમજ ૬ કરોડ અસ્પર્શ્યની સહાનુભૂતિ મેળવવા ખાતર, તેમને ૧૮ કરોડની મરજી વિરૂદ્ધ ભેળા કરવા માંગો છો, તો પછી તે ૧૮ કરોડની સહાનુભૂતિ તમે ગુમાવશોને? તો તેમ થવાથી તમે શું ફાયદો મેળવવા માંગો છો?

વિદ્યા૦—(વિચાર કરીને) જેવો પારસી, જૈન વિગેરે અન્ય કોમમાં સંપ છે તેવો સંપ હિંદુઓમાં નથી. વળી અઢાર કરોડમાં પણ અઢારસેં પેટાજ્ઞાતિ છે, તેમને એકત્ર કરી એક સંપ કરવાની જરૂર ખરી કે નહીં? અને જ્યાં સુધી તેઓ એકત્ર ન થાય, ત્યાં સુધી હિંદુ કોમનું હિત સચવાશેજ નહીં. જેથી આ પ્રસંગે તે પેટાકોમનું ઐક્ય કરવાની સાથેજ અસ્પર્શ્યને પાવન કરવા એમ અમારો મત છે.

વળી ભૂતકાળમાં જે પાંચ કરોડને આસરે હિંદુ વટલી ગયા છે તેઓમાંનો મોટો ભાગ હિંદુ સમાજ વિરૂદ્ધ વખતોવખત થાય છે એમ આપનો યોગ્ય વિચાર કર્યાથી જણાશે. અને તેજ સ્થિતિમાં બાકીના ૭ કરોડ જાય તો હિંદુ સમાજને કેટલું નુકશાન થાય તે પણ આપે વિચારવાનું છે.

આ પ્રમાણે કરતાં અમે ૧૮ કરોડની સહાનુભૂતિ ગુમાવીશું નહીં. પરંતુ તે પૈકી જેઓ જુના વિચારના છે તેમની સહાનુભૂતિ ગુમાવીશું. પરંતુ બહુમતિ આગળ અંતે તેઓ ઠેકાણે આવશે.

બાકીનો ઉછરતો વર્ગ તમામ જરૂર અમારા મત્તને મળશે એમ અમારી પૂર્ણ ખાત્રી છે.

**ખીમચંદ**—ઓટ્ટાડીની. આ ટો ભાઇ ધડમને નામે ધુડ વાળશે કે શું? જેને અડકવાનું મન ન ઠાય ટેની સાઠે જમવાની વાટો! હે શાંટીનાઠ શેડ? હડાહડ કડજુગ આયવો.

**ભગવાનદાસ**—તમે બેઠા બેઠા સાંભળો. એમ કયાં લાડવો ખાવાનો છે? ગાજતું વાજતું એનીમેળે માંડવે આવશે.

**શાસ્ત્રી**—જે હિંદુઓ ભૂતકાલમાં વટલેલ છે તેઓ પૈકાના જેઓ હિંદુ સમાજની આડે આવે છે એમ જે તમો માનો છો તે તમારી સહાનુભૂતિની ખામીને લઇનેજ. અને હવે પછી જે કામ તમે કરવા ધારો છો તેમાં પણ જો સહાનુભૂતિની ખામી આવશે તો તેનું પરિણામ પણ તમારી ધારણા વિરૂદ્ધજ આવશે. આ સવાલ હાલ થોડા વખત માટે બાકી રાખી અસ્પર્શ્યના ધંધા સંબંધી વિચાર કરીએ કે જેઓનો મ્હોટો ભાગ જે હલકો ધંધો કરે છે, તેને લઇનેજ તેની આખી કોમ મૂળથીજ અસ્પર્શ્યમાં ગણાતી આવી છે.

હવે તમે જાણો છો કે, આપણા **પારસી** ભાઇઓ તથા **મુસલમાન** ભાઇઓ દરેક ધંધામાં ઝંપલાવવા સમર્થ છે, છતાં તેઓ પૈકી જે (**મુસલમાન** જ્ઞાતિના હજામો છે તે સિવાય) બીજા કોઇ **પારસી** યા **મુસલમાન**, હજામત કરવાનો ધંધો અથવા મોચીના માફક ચામડાં સીવવાનો ધંધો કરવાનું પસંદ કરશે? કેમ શેઠીઆઓ, આપ શું કહો છો.

**ખીમચંદ**—શાબાશ સાસટડીજી, દાડ માડયા. અવે ટા બડા-બડ ઉંદડ સાનસામાં પકડાયો.

**પેસ્તનજી**—ગમે તેવો નફો હોય તોપણ કોઈ પારસી બચ્ચો હજામ યા મોચીનું કામ કરવાનું પસંદ કરશે જ નહીં, કારણકે મૂળથીજ આ ધંધાની અમારામાં હલકા ધંધા તરીકે ગણત્રી છે.

**નુરભાઈ**—ઓર, હમેરા મુસલમીન બીરાદરો બી હજામ યા મોચીકા ધંધા કભી કરનેવાલા નહીં ઐસી હમારી ખાત્રી હય.

**રામનાથશાસ્ત્રી**—(વિદ્યાભદ્રને)—જ્યારે મોચી અને હજામ જેવા ધંધા કરવાને **પા**રસી યા **મુ**સલમાન પણ કબુલ કરતા નથી, ત્યારે ઢેડ—જે મુવાં ઢોરના ચામડાં ઊખેડે છે અને ભંગી જેઓ પાયખાનાં સાફ કરે છે, તે કામને જો તમારી દૈવીસત્તાને બળે, ઊંચી પંક્તિમાં લાવી મૂકશો, તો પછી તે ધંધો કઇ કોમ પાસે કરાવવા માગો છો? **હિં**દુ, **મુ**સલમાન, કે **પા**રસી પાસે?

**ખીમચંદ**—ઓ ડ્રાડીની, કેવો મુદ્દો પકડયો. ગદ્ધા ગાડાં વાડે ટે આનું નામ.

**પેસ્તનજી**—નહીં મહારાજજી, એતો જેનું કામ તેજ કરે. ભલે તમારા અસ્પર્શ્ય લોકોને તમે **હિં**દુઓ ઊંચે ચ્હડાવો, ગાદીએ બેસાડો, ભેગા જમાડો, દીકરી આપો યા લો, પરંતુ તેમ થવાથી તેનો ધંધો અમારા **દીન**નો કોઇ પણ માણસ ચલાવી શકશેજ નહીં.

**દીનમહંમદ**—ઐસે હલકે લોકકું ઊંચે બહાના કયા લાજમ હય? ભલે આપ **હિં**દુ લોક ચાહે સો કરો, લેકીન કોઈબી મુસલ-મીન બીરાદર – ઢેડ ભંગીકા કામ કરનેવાલા નહીં. **ઐસી હમેરી ખાતરજમા હય.**

**શાસ્ત્રી**—કેમ વિદ્યાભદ્રભાઇ, જ્યારે પારસી તથા મુસલમાનભાઇઓ આ ધંધો કરી શકે તેમ નથી તો પછી આ ધંધો કોઇ બીજા હિંદુઓપાસે યા સુધરેલા તપસ્વીઓપાસે કરાવવા તમે કોઈ ગોઠવણ કરશો કે કેમ? યાદ રાખજો કે જેઓ આ પવિત્ર ધંધામાં દાખલ થશે તેઓએ પોતાના જ નહીં પરંતુ હિંદુ, પારસી. મુસલમાન વિગેરેના તમામના જાજરૂ પણ સાફ કરવાં પડશે.

**અડબંગદાસ**—કયા પંડીતજીકી ખુબી હય—યહ બમનકા કૈસા ગલાં પકડા હય.

**વિદ્યાભદ્ર**—મહારાજ, આતો પૂરી મુઝવણ થઇ. પણ દોરીનો વળ છેડે નીકળે તે અનુસાર આ બાબતનો છેવટ નીકાલ થઈ જશે. તેમાં હરકત આવશે નહીં એમ મ્હને લાગે છે. આતો એક ધંધા વિષેજ ચર્ચા થઇ; પરંતુ તમામ હિંદુ કોમમાં રોટી વહેવાર તથા બેટી વહેવાર ચાલુ કરવાથી શું હરકત છે તે આપ જણાવશો તો કૃપા થશે.

**ખીમચંદ**—ઓ ભગવાન, દોડીનો વળ છેવટ કાઢવા બેઠા છે. એની સીકકલ તો જુઓ.

**શાસ્ત્રી**—મ્હારે પોતાને કાંઇ હરકત નથી. કારણકે હું તો એક વાનપ્રસ્થ જેવો છું. હવે મ્હારે માટે તેવા કાંઇ પ્રસંગો આ જન્મમાં બાકી નથી, એટલે જનસમાજ સાથે મ્હારે કાંઇ સંબંધ. નથી, પરંતુ હું એટલુંજ પૂછું છું કે આ વખતે અહીં હિંદુ, પારસી, મુસલમાન વિગેરે વીસેક માણસો આપણો વિવાદ સાંભળે છે, તેઓમાંથી આપના મતને કેટલા અનુકૂળ છે? હિંદુ કોમને

એકત્ર કરવામાં પેટાકોમ અને તેના પેટામાં ધર્મબંધન એ વિઘ્નરૂપ છે તે પણ યાદ રાખજો.

વિદ્યા૦—પણ જ્યાં આગળ કાયદાથી કામ લેવાયું, ત્યાં સત્તા—આગળ શાણપણ કોઇનું ચાલવાનું નથી. ધર્મ તો ફક્ત મગજના તરંગ છે. ફક્ત એક જુના જમાનાના અનુભવી તરીકે આ મહાન પ્રસંગમાં આપના વિચાર જાણવાની મ્હારે જરૂર છે.

ભગવાનદાસ—એ ખીમચંદભાઇ, જરા જુઓ તો ખરા, આતો મ્હારો બેટો કાયદો દેખાડે છે. ઘરમાં તો જરાએ ચાલતું નથી. અહિં તો બાળ બાજીરાવ થઇને બેઠો છે. તમામ ગૃહસ્થો રામનાથ શાસ્ત્રીની આસપાસ આવીને બેસી ગયા અને એક ચિત્તે સાંભળવા ઉત્સુક થયા.

રામનાથ શાસ્ત્રી— ત્યારે લો સાંભળો. પ્રથમ તો રોટી વહેવારનો વિચાર કરીએ. તેની સાથે બેટી વહેવારનો પણ નિર્ણય થઇ જશે.

પ્રથમ તો આપણા પારસી ભાઇબંધોને તમામ આલમ સાથે રોટી વહેવાર જેવું છે. તેમ છતાં તેઓ પણ અસ્પર્શ્ય જાતિને પંક્તિ લાભ આપતા નહીંજ હોય. તેમ છતાં તેઓ બીજી કોમમાં બેટી લેવા દેવાનું પસંદ કરતા નથી. જોકે કેટલાક ઉત્સાહીઓ બીજી કોમની બેટી સાથે સંસાર માંડે છે, પરંતુ તેનાથી ઉત્પન્ન થએલી પ્રજાને જુદ્દીનના ઝઘડામાં ઉતરવું પડેછે. વળી તેવી પ્રજાની ગણત્રી નહીં પારસી કોમમાં કે નહીં અન્ય કોમમાં— ધોબીના કુતરા જેવી થઇ પડે છે—જેનો અનુભવ વર્તમાનપત્રદ્વારા

સર્વેના જાણવામાં હશેજ. મતલબ રોટી વહેવાર ત્યાં બેટી વહેવાર જે આ કોમમાં કવચીત થાય છે તે, સ્વજ્ઞાતિના લગ્ન સમારંભ જેવો માન ભરેલો ને ઉત્સાહી તો નહીંજ, પણ નિરૂત્સાહી થાય છે. તેમજ તેઓ કોમની બત્રીસીએ ચહડે છે એમ સહજ જણાશે. કેમ શેઠજી ?

પેસ્તનજી—હા મહારાજ, આપે ઘણીજ અચ્છી રીતે ઇનસાફ આપ્યો છે. અમારી કોમ ભલે ટુંકી છે છતાં સુખી છે. વળી બીજી જ્ઞાતિની કન્યા લાવીને અમે અમારી જ્ઞાતિમાં વધારો કરવા માંગતા નથી. છતાં જેઓ આગળ પડી તેવ રસ્તે ચહડે છે. તેઓ દુઃખી થાય છે. જો કે અમારે લગભગ બધા સાથે રોટી વહેવાર છે. વળી અમારે મનતો હિંદુ, મુસલમાન, વિગેરે અમારા ભાઇઓ છે; પરંતુ તેઓ સાથે બેટી વહેવાર થએલો જોવાની અમે જરા પણ ઇચ્છા રાખતા નથી.

શાસ્ત્રી—ભાઇઓ, સાંભળ્યું. હવે મુસલમાન ભાઇઓનો દાખલો લો. તેઓ પણ રોટી વહેવારમાં ઘણે ભાગે સર્વ સાથે ભળી જાય છે અને તેમાં તેઓ માન સમજે છે. પરંતુ તેમાં પણ કોમી ભેદ તો છેજ. જેમકે, વોરાની અનેક જાતો, મેમણ, સીપાઇ, ખોજા, આરબ, ઘાંચી, સીંધી, પઠાણ વિગેરે—છતાં પણ તેઓ બેટી વહેવાર તો પોત પોતાની કોમમાંજ કરશે. પરંતુ રોટી વહેવારની પેઠે બેટી વહેવારમાં તેઓ પોતાના જુદ્દીનની કોઇ કોમમાં ભળવાની ઇચ્છા રાખશેજ નહીં. કેમ દીનમહમદ શેઠજી, મ્હારૂં કહેવું ખોટું છે ?

**દીનમહમદ**—મહારાજ, આપકા કહેના સચ્ચા હય. યહ તો સબ પાગલ, ઓર નાદાન ભેલે હુએ હય–કે નહી કરનેકા બીચાર કરકે નાહક ઝઘડા ઉઠાતા હય. જયસે યહ લોક કાયદાકી કલમસેં સબ હિંદુકુ રોટી વહેવાર ઓર બેટી વહેવાર કરનેકુ મંગતા હય, તૈસા જો હમેરે મુસલમીન શીરકેમેં કોઇ કાયદેસેં જબરદસ્તી કરનેકુ ચાહે, તો જરૂર ઉસકી ઇજત ખરાબ હોજાવે. યહ તો તુમેરે હિંદુ લોક પોતીયાદાસ ઉસમેં એસા તુફાન ચલે. હમેરે લોકમેં ચલનેવાલા નહીં.

**ખીમચંદ**—એ સાબાસકે મીયાંભાઇ, તમે તો ભાડે બજાવી. હં! મીયાંભાઇને કાયડા લગાડો ટાડે ખડા.

**બોથડલાલ**—અરે જુઓ તો ખરા. એ કાયદો તો આખા હિંદને લાગુ પાડીશું.

**શેરખાં**—(ગુસ્સાથી) યહ બમન કયા સબકુ દીવાના સમજતા હય. ખબરદાર, હમેરે મુસલમીનકી બાત કીયાતો! ઉસમેંસેં અછી નહીં હોયગી. તુમ તુમેરા ચાહે તૈસા ફોડો. ઉસકી હમકુ પરવા નહીં હય.

**શાસ્ત્રી**—ભાઇઓ, ટંટો શા માટે કરો છો? આપણે તો સેંજ વાત કરીએ છીએ. માટે સબુર રાગીને જરા સાંભળો.

હવે આપણે યુરોપીઅનોનો દાખલો લઇએ કે જેનું અનુકરણ હવેની સુધરેલી પ્રજા દરેક વાતમાં કરવાની ઇચ્છા રાખે છે. તે લોકોમાં પણ હલકા અને ખાનદાન એવા ભેદ તો છેજ. જ્યારે કોઇ મ્હોટા અમીર યા અમલદારને ખાણું અપાતું હોય

તે વખતે એક 'પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટ' હોય અને તે ઉંચ તુખમનો હોય તો તેને તે અમીરી ખાણામાં પંક્તિલાભ મળે છે. પરંતુ તેથી ઉલટુંજ, પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટથી ઊંચા દરજ્જાનો ન્યાયાધીશ યા બીજો અમલદાર હલકી પંક્તિનો હોય, તો તેને તે અમીરી ખાણામાં પંક્તિનો લાભ મળતો નથી. જ્યાં આવી સ્થિતિ હોય ત્યાં બેટી વહેવાર તો હોયજ શાનો?

હવે આપણે આ દેશમાં વસ્તા ક્રીશ્ચીયનનો દાખલો લઇએ. જો કે તેઓ મૂળ હિંદના વતની અને હિંદુ છે, છતાં સમય પ્રમાણે તેમને ક્રીશ્ચીયન ધર્મ સ્વીકારવો પડ્યો છે; તેમાં પણ કેટલાક બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય, શુદ્ર વિગેરે છે. તેઓને રોટી વહેવાર છે. છતાં જ્યારે દીકરા દીકરી પરણાવવાં હશે તે વખતે તેઓ પોતાના મૂળ બ્રાહ્મણ બ્રાહ્મણમાં, વૈશ્ય વૈશ્યમાં એવા ક્રમ પ્રમાણે વિવાહ સંબંધ કરશે. પરંતુ બ્રાહ્મણ વૈશ્યમાં, કે વૈશ્ય ક્ષત્રિયમાં, સંબંધ કરશે નહીં, આ પ્રમાણે તેઓ ક્રીશ્ચીયન થયાં છતાં ભેદાભેદ રાખે છે, તેમજ તમામ સાથે રોટી વહેવાર છતાં, હલકા અને ખાનદાનનો પંક્તિભેદ પણ ખરોજ. મતલબ સર્વત્ર ભેદાભેદ તો છેજ અને તે છેવટ સુધી આ દુનીઆમાં રહેવાનોજ. તો પછી આપણી હિંદુ કોમ, કે જેમાં હજારો પેટાજાતિ, ધર્મબંધન સહીત વીટલાયેલી છે તેને એકત્ર કરી એક પંક્તિએ મૂકવાથી તમારો આશય સફળ થશે? વળી કોમ કોમના ઊંચ નીચના અને ધર્મ અને પેટાધર્મના ઝગડા એક યા બીજા રૂપોમાં અહીં તેમજ તમામ દેશોમાં છે અને તેના પરિણામ ભૂતકાળમાં ઘણાજ વિપરીત આવેલાં છે. એમ ઇતિહાસ કહે છે. તેમ છતાં ચાલુ જમાનામાં તેવા ભયંકર પરિણામો આવતાં નથી એનું કારણ એક

બીજાની વધતી જતી સહાનુભૂતિનું છે કે જે સહાનુભૂતિ હાલના 'બ્રિટીશ રાજ્ય'ના નેક ઇનસાફને આભારી છે. છતાં જે સહાનુભૂતિ તમે અયોગ્ય રીતે વધારવા માંગો છો તે સહાનુભૂતિ વધવા તેમજ ટકવા સંભવજ નથી. પરંતુ ઉલટું ચાલતી સહાનુભૂતિમાં તમારા કર્તવ્યથી વિક્ષેપજ આવશે. અને તેનું પરિણામ વિપરીતજ આવશે. મતલબ જનસમાજના મ્હોટા ભાગની સહાનુભૂતિવિના જે કામ તમે કરશો તેમાં તમને ફત્તેહ મળવા સંભવજ નથી.

**સર્વ—શાસ્ત્રી** મહારાજ. આપનું કહેવું યથાર્થ છે. ચલાવો આગળ.

(સર્વ શ્રોતાઓ સાનુકૂળ જણાયાથી **શાસ્ત્રી**જીનો પ્રભાવ વધ્યો.)

**રામનાથશાસ્ત્રી**—હવે હું તમને વધારે ખુલાસાથી પૂછું છું કે, તમે જે હિંદુ કોમને એકત્ર કરી રોટી વહેવાર અને બેટી વહેવાર કરવા માંગો છો, તે પૈકીના તમો અસ્પર્શ્યને ઘેર કેટલા જણા જમવા ગયા, અને તેમની સાથે પંક્તિલાભ લીધો ? અથવા અસ્પર્શ્ય લોકોને પોતાને ઘેર બોલાવી પંક્તિલાભ આપ્યો ? તેમજ અસ્પર્શ્યની કન્યા પોતાના દીકરાને કોણે પરણાવી અથવા પોતાની કન્યા અસ્પર્શ્ય જાતિમાં કોણે આપી એવા દાખલા બતાવશો ?

**સર્વેજણા**—એક પણ નહીંજ. મહારાજજી, હજીસુધી તો આ બાબતમાં યુવકોએ કાંઇ પણ કરી બતાવ્યું નથી. છતાં ઘઉંમાં કાંકરાની માફક જેમણે કર્યું હશે તેઓ કયારના જ્ઞાતિથી બહિષ્કૃત થઇ ગયા હશે.

**રામનાથશાસ્ત્રી**—વળી આ ઠેકાણે મ્હારે જણાવવું જોઇએ કે, આવા કામમાં એક બીજાની સહાનુભૂતિથી જે લાભ થાય છે તે કાયદાના યા લશ્કરી બળથી થઇ શકવાનો નથી. દાખલા તરીકે શ્રીયુત્ દાદાભાઇ, સર ફીરોજશાહ મહેતા, સર વાચ્છા, મી. વા'ડીયા વિગેરે પારસીઓ. સર વીલીયમ વેડરબર્ન, મી. હ્યુમ, લોર્ડ રીપન, સર હેન્રી કોટન, શ્રીમતી એની બીસાંટ, મી. હોર્નીમેન ઈંગ્રેજો તથા મહમુદાબાદના મહારાજા શ્રી અમીરઅલી, લીયાકતહુસેન, હસન ઇમામ વિગેરે મુસલમીનો લોકમાન્ય તીલક, મહાત્મા ગાંધી, ઑનરેબલ મી. ગોખલે, શ્રી. બાબુ સુરેંદ્રનાથ બેનરજી, ઑનરેબલ બસુ, સર સીંહા વિગેરે હિંદુઓએ ફક્ત પોતપોતાની કોમનીજ નહીં પરંતુ તમામ હિંદી પ્રજાની પ્રીતિ મેળવી છે. અને તેઓને આપણે પૂજ્ય ગણીએ છીએ. એનું નામજ સહાનુભૂતિ, કે જેઓ રૈયતના મૂખ્ય ભાગના વિચાર ધ્યાનમાં લઇને જનસમાજનું હિત કરવામાં મચ્યા કરે છે, અને તેમ કરતાં પોતાના સ્વાર્થનો પણ ભોગ આપે છે. તેવી સહાનુભૂતિની જનસમાજના હિત માટે પ્રથમ જરૂર છે. વળી શ્રીયુત પટણી, બાસુ, સીંહા, અલી ઈમામ, બીકાનેરના મહારાજા વિગેરે ઈંગ્લંડની જુદી જુદી 'કાઉન્સિલ'માં પોતાના સ્વાર્થનો ત્યાગ કરી આખા હિંદને માટે જે અનુપમ લાભ લેવા પ્રયત્ન કરી રહ્યા છે, અને જેમના કામપ્રત્યે તમામ હિંદી પ્રજાની દીલસોજી છે, તેનું નામજ સહાનુભૂતિ. વળી દાખલા તરીકે મ્હોટા ભાગની સહાનુભૂતિવિનાના થએલ હાલના વિગ્રહને લઇને રશીયા અને જર્મની જેવાં મહારાજ્ય નષ્ટ થઇ ગયાં છે, ત્યારે રૈયતના મ્હોટા ભાગની સહાનુભૂતિ લઇને કરેલા હાલના વિગ્રહથી નામદાર શહેનશાહ પંચમ જયોર્જપર આખું શહેનશાહત ફીદા

થઇ ગયું છે, અને આશીર્વાદ ને મુબારકબાદીના વરસાદ વરસાવે છે. વળી એક ઘરમાં પણ એકજ કુટુંબમાં એક બીજાપ્રત્યે વિવેક, પ્રેમ અને સહાનુભૂતિ ન હોય તો તે કુટુંબ પણ કલેશનું પાત્ર બને છે. પછી રૈયતના મ્હોટા ભાગની સહાનુભૂતિ વગરના સુધારાનું પરિણામ સારૂં આવવા સંભવજ નથી. આયર્લાંડનોજ દાખલો લો. તેમને પોતાની જુદી પાર્લામેંટ જોઇએ છે, અને નામદાર સરકાર તે આપવા ખુશી છે. છતાં તેમનાજ ભાઇબંધ અલસ્ટરવાસીની સહાનુભૂતિ નહીં હોવાથી તેમને હજી સ્વરાજ્ય મળી શક્યું નથી. જોકે અલસ્ટરવાસી આયર્લાંડની બીજી પ્રજા તથા ઇંગ્રેજ લોકોને રોટી તથા બેટી વહેવાર છે. તેમજ લગભગ એક પ્રજા તરીકે ગણી શકાય તેવું છે. છતાં અલસ્ટરવાસીની સહાનુભૂતિની ખામીને લઇને આખા આયર્લાંડને કેટલું નુકશાન થાય છે તે તમારા જાણવામાં હશેજ. તાત્પર્ય એટલુંજ કે જો તમે સૌની સાથે સહાનુભૂતિથી વર્તશો તો હિંદુ, મુસલમાન, પારસી, ખ્રીસ્તી અને આખી દુનિયા તમારીજ છે. અને જ્યારે આ પ્રમાણે છે ત્યારે એકબીજાની સહાનુભૂતિ શિવાય આખી હિંદુ કોમમાં રોટી વહેવાર ને બેટી વહેવાર ચાલુ કરવાથી હિંદુ કોમના હકકમાં ઉત્તમ પરિણામ આવશે એ શું તમને સંભવિત લાગે છે?

ખીમચંદ--વિડીયાભદ્રભાઇ, અવે ટો બહુ ઠઇ. અવે ટો ડોડીનો વર મુકો ડો તો સારું. પછી તમાડી મડજી.

વિદ્યા૦—(જે આ ભાષણ સાંભળીને આભોજ બની ગયો હતો તેણે પરાણે બોલવું શરૂ કર્યું.) આપનું કહેવું ભલે સત્ય હશે. પરંતુ હવે તે વધારે વાર ટકવાનું નથી. હવે તો આખા હિંદમાં રોટી વહેવાર ત્યાં બેટી વહેવાર શરૂ થયોજ સમજજો.

ઋકત ભગીરથ પ્રયત્નની જરૂર છે. અમારા ગુરૂએ અમને ઉપદેશ આપેલ છે કે, કોઈ કોઇથી વટલાતું નથી. "સર્વ આત્મમય જગત—આત્મા સો પરમાત્મા." માટે સર્વે ભાઇઓ એકત્ર થાઓ. તે સૂત્રનો હાલના અનુકૂળ સમયમાં અમારે અમલ કરી બતાવવાનો છે. પાશ્ચાત્ય વિદ્યાને પ્રતાપે અમોને કાંઇ પણ હરકત આવશે નહીં.

મહારાજ, આપ શું એમ માનો છો કે અમારો ને આપનો આત્મા, તેમજ બીજા તમામ મનુષ્યોનો આત્મા જુદો છે? આપ જ્ઞાની થઇને એમ માનતા હો તો ભલે, પણ અમે તો સર્વે મનુષ્યોને અમારા પોતાના ભાઇ યા બ્હેન તરીકે ગણીએ છીએ, અને જ્યારે તેવોજ ઉપદેશ અમે અમારા બીજા ભાઇઓને કરીશું, એટલે અમારા કામમાં વાંધો પડવા સંભવજ નથી. માટે આ બાબતમાં આપને યોગ્ય લાગે તો વિશેષ ખુલાસો થવા વિનંતિ છે. વળી જે અસ્પર્શ્ય લોકોને હિંદુઓ અડકતા પણ નથી તેજ અસ્પર્શ્ય ખ્રીસ્તી યા બીજી જ્ઞાતિમાં વટલી જાય અથવા કોઇ લશ્કરી કે બીજા હોદ્દાપર ચઢી જાય તેવા પ્રસંગમાં તો ઉંચી જાતના હિંદુઓ પણ તે અસ્પર્શ્યને સલામ કરે છે, પાસે બેસે છે, અડકે છે, છતાં અભડાતા નથી. બાકી ચાલતે રસ્તે ને આડે દિવસે તેઓ અભડાય છે, એ તે આ જમાનાનું ધતીંગ કે બીજું કાંઇ?

**રામનાથશાસ્ત્રી**—(વિચાર કરીને **शठंप्रति शाठ्यंकुर्यात** એ સુત્રાનુસાર હવે, ખુલાસો કરવાની જરૂર છે.) વિદ્યાભદ્રભાઇ, "આત્માસો પરમાત્મા" એ શબ્દ જ્ઞાનીઓ અને સંન્યાસીઓ માટે છે. આપણે સંસાર વહેવારમાં મચ્યા છીએ, તેમને માટે

નથી. જે જ્ઞાની અગર સંન્યાસીને સુખમાં આનંદ નથી, દુખમાં સુખ નથી, તેમજ જેઓને માનઅપમાન સરખાંજ છે, તેવી જ્ઞાનીદશા જેમની થાય છે તેમનેજ આ મહાવાક્યનો બરાબર અનુભવ થાય છે. જો આપણે સર્વેને માટે એ મહાવાક્ય છે એમ તમે માનતા હો તો મ્હારા પ્રશ્નનો યોગ્ય ખુલાસો કરશો. હું દીલગીર છું કે અત્યારે મ્હારે કેટલાક સ્પષ્ટ દ્રષ્ટાંતોથી તમારો સિદ્ધાંત તોડવો પડશે. આ કામમાં આપણા અનુભવનાજ દાખલા મ્હારે આપવા પડશે.

આ સંસાર ચક્રમાં રૂપાંતરથી વસ્તુસ્થિતિમાં જે ફેરફાર થયા કરે છે તે રૂપાંતરને માન આપીને ચાલવાની આપણી પ્રથમ ફરજ છે. દાખલા તરીકે (૧) કોઇ પણ સારૂં કપડું તમે લેશો તે તમારે શરીરે ગમે તેમ વીટાળીને તમે ફરવા જઇ શકશો નહીં. પરંતુ તેના નાના પ્રકારના વસ્ત્ર સીવડાવ્યા બાદ તે યોગ્ય રીતે પહેરીને તમે ફરવા જશો તો તેથી તમને યોગ્ય આનંદ મળશે, અને જનસમાજમાં પણ તે યોગ્ય ગણાશે. એજ રૂપાંતરનો પ્રતાપ. (૨) વળી તાંબુલ આદિ સુગંધી પદાર્થો તમે ખાશો, તે વખતે મ્હોડામાં જે થુંક ભેગું થાય છે તે ગળવાથી તમને આનંદ આવશે. પરંતુ તેજ થુંક એક સ્વચ્છ પાત્રમાં થુંકી કાઢયાબાદ પાછું ચાટવાનું તમને મન થશે નહીં. એજ રૂપાંતરના પ્રતાપ. (૩) વળી એક માણસ કે જે આપણો નિકટનો સંબંધી યા મિત્ર હોય, તેને ખુશી કરવા આપણે તેની અનેક રીતે સરભરા કરીએ છીએ. પણ તેજ દેહમાંથી તેનો જીવાત્મા નિકળી ગયા બાદ તેને ફૂંકી નાંખવામાં વિલંબ કરશું નહીં. એજ રૂપાંતરના પ્રતાપ. (૪) તમામ જીવોમાં જે આત્મા છે, તે પરમાત્માનું સ્વરૂપ

છે તેતો નિર્વિવાદ છે. પણ તેમાં એક સ્ત્રીને આપણે બ્હેન ગણીશું, બીજીને મા ગણીશું, અને ત્રીજીને આપણી ધર્મપત્ની ગણી તેની સાથે વિષય વાસનાથી વર્તીશુ એ જગપ્રસિદ્ધ છે; પરંતુ તમારા મત પ્રમાણે "આત્મા સો પરમાત્મા" માની સર્વેને જો એક લાકડીએ દોરવવા માંગો છો, તો તે સ્ત્રીઓ પૈકી આપણી ધર્મપત્નીની માફક મા અને બ્હેન સાથે વ્યભિચારમાં ઉતરવાનું તમે યોગ્ય ગણુશો ?

**સર્વે**—નહીંજ.

**રામ**શાસ્ત્રી---ભાઇઓ, એનુંજ નામ રૂપાંતર. ધર્મને નહીં માનનારા હાલના યુવકોને આ દ્રષ્ટાંત મનન કરવા જેવું છે કે જે ધર્મના પવિત્ર મંત્રોથી એક સ્ત્રીને પોતાની ધર્મપત્નીના રૂપમાં ફેરવી નાંખે છે, તે ધર્મપર તેમને જરા પણ શ્રદ્ધા નથી. (૫) વળી આપણી બ્હેન યા દીકરી ન્હાની હોય ત્યારે તેને આપણે બચ્ચી લેઇશું, ભેગી સુવાડીશું તથા નગ્ન અવસ્થામાં પણ જોઇશું. પરંતુ તે મ્હોટી થયા બાદ ગમે તેવો સુધારક હશે તોપણ તેને બચ્ચી લેશે નહીં, ભેગી સુવાડશે નહીં, અને નગ્નાવસ્થામાં જોશે નહીં, છતાં તેમ કરશે તો તે જનસમાજ તરફથી અત્યંત તિરસ્કારને પાત્ર થશે. એજ રૂપાંતરના પ્રતાપ. (૬) મનુષ્ય વિગેરેનું શરીર એકજ છે. તેમાં પણ મનુષ્યની પાંચે આંગળી સરખા હોતી નથી. વળી મનુષ્ય દેહના જુદા જુદા ભાગ છે. તે પૈકી માથું, મોઢું, હાથ, પગ વિગેરે ભાગો ઉત્તમ ગણાય છે. જાંઘ અને તેની પાછળના ભાગો મધ્યમ ગણાય છે અને ગુદા તથા ગુહ્યભાગ કનીષ્ટજ ગણાશે. આ પ્રમાણે જે ભેદાભેદ આ દેહમાં છે તે રૂપાંતર ટાળવા કોઇપણ સમર્થ નથી.

તો પછી તેના જેવાજ હિંદુ કોમના જે ઉત્તમ, મધ્યમ ને કનીષ્ટ ભાગ છે તે પણ રૂપાંતરને અંગે છે, તે ટાળવાનો ગમે તેવો પ્રયત્ન કરશો તો પણ તે એક યા બીજા રૂપમાં કાયમ તો રહેવાનાજ; તો પછી જનસમાજના મ્હોટા ભાગની સાહાનુભૂતિવિના તે ટાળવા પ્રયાસ કરવો તે ડાહ્યા પુરૂષનું કામ નથી. (૭) આટલું છતાં તમારા મનનું સમાધાન ન થતું હોય તો મ્હારે એટલુંજ જણાવવાનું છે કે, જો તમે સર્વેને એકરૂપ માનતા હો તો આપણા દેહમાં જે વાળ ઉગે છે, તેમાં માથાના વાળ, મુછના વાળ, દાઢીના વાળ, તથા દેહના બીજા ભાગના વાળની તમે એકસરખી કિંમત ગણતા હો તો પછી રૂપાંતરને અંગે જે આપણે સંસારી મનુષ્યોને ભિન્નભાવ માનવો પડે છે તે માટે તમને હવે મ્હારે કંઇજ કહેવાનું નથી. વળી આ દેહમાં પણ સારા અને માઠાં અંગ છે, જે નિયમ પ્રમાણે જ્ઞાતિમાં પણ ઉંચ ને નીચ કોમના ભેદો છે. તેજ રૂપાંતરના પ્રતાપ.

અને તેટલાજ માટે ભાઇ આ “આત્મા સો પરમાત્મા” કહેવું એ સહેલ છે. પરંતુ સંસારીઓને તો વ્યવહારિક કામમાં તેમાં ભેદાભેદ એટલે રૂપાંતરને માન આપવુંજ પડશે. અને તે રૂપાંતર તરફ જોઇને વિવેક બુદ્ધિથી જે કામ કરશો, તેથી તમારી કીર્તિ ને આનંદમાં વધારોજ થશે.

**ખીમચંદ**—અડે વિડયામડભાઇ ! હવીએ મમટ છોડીને વાટ પડટી મુકો ટો સારું. પછી ટમાડી મડજી, એ સાસટડીજીને ટમે નઈ પોચો.

**શાસ્ત્રી**—વળી અસ્પર્શ્ય લોકો વટલીને **ખ્રીસ્તી** થાય, યા બીજે ધંધે વ્હડે, તો તેને અડકવાથી ઊંચા **હિંદુઓ** **અભડાતા**

નથી. તેનું કારણ રૂપાંતરજ છે. આજ સુધી તેઓને અસ્પર્શ્ય માન્યા છે, તે તેમના હલકા ધંધાને લઇને તેમજ જેઓ તેવો ધંધો કરતાં નથી છતાં અસ્પર્શ્ય મનાય છે તેનું કારણ તેમની કોમના બીજાઓ જે હલકાધંધા કરે છે, તેમના સંસર્ગને લઇને જ તેઓ અસ્પર્શતાને પ્રાપ્ત થયા છે. પરંતુ જો તેઓ પોતાના ધંધામાં રહેલી કરણીમાં તથા સંસર્ગમાં સુધારો કરશે તો ભવિષ્યમાં તેના દોષો આપોઆપ નષ્ટ થઇ ને ઉત્તમ સ્થિતિને પાત્ર થશે. પરંતુ તમે જે ક્ષુલ્લક કારણ બતાવી લોકોની સહાનુભૂતિ વિના સુધારો કરવા માંગો છો તે થવા સંભવજ નથી.

**સર્વ મંડળ**—વાહ **શાસ્ત્રી** મહારાજ, પાશ્ચાત્ય **વિદ્યાના** ગુમાનમાં કોમના તથા તેના ધર્મના રહસ્યને ન જાણનારા **વિદ્યા**-ભદ્રભાઇને ઘણોજ ઉત્તમ જવાબ આપ્યો.

**શાસ્ત્રીજી**—વળી જે બેટી વહેવાર માટે તમે સમસ્ત હિંદુ કોમને એક કરવા માંગો છો તેનું પરિણામ એવું અધમ આવશે કે તેવી અધમ વૃત્તિ પશુ પક્ષિમાં પણ નથીજ. દાખલા તરીકે (૧) જેમ મનુષ્યની પેટા કોમ આપણે માનીએ છીએ તેમજ પશુઓની પેટા કોમ ગૌય, ભેંસ, ઘોડા, ખચ્ચર, ગધેડા વિગેરે પશુઓ પોતપોતાની જ્ઞાતિમાંજ વિષયવાસના પ્રાપ્ત કરશે. અન્ય જ્ઞાતિમાં તેવી ઇચ્છા કરશે નહીં. (૨) વાંદરા, પોપટ, ચકલા, કબુતર વિગેરેમાં તો મનુષ્યની માફક અનેક પેટા જાતિ છે, છતાં કોઇ પણ જાત પોતાની જાતિ સિવાય પરજાતિની સાથે વિષયની ઇચ્છા કરતાં હોય, એમ અનુભવમાં હજુ સુધી આવ્યું નથી. તો પછી જે મનુષ્ય જાતિ, જેમાં સારાસારનો વિચાર કરવાની બુદ્ધિ છે

તેઓની સહાનુભૂતિ વિના રોટી અને બેટી વહેવાર કરી, શંભુ મેળો કરવા ધારો છો, અને તેમ કરીને હિંદુઓનું હિત કરવા ચાહો છો તે તમારૂં કાર્ય જેટલું હાંસીજનક છે તેટલુંજ તિરસ્કારને પાત્ર છે. એમ જનસમાજ તરફથી હું તમને ખુલ્લા દિલથી જણાવું છું. યાદ રાખજો કે મ્હારા જેવો નિઃસ્પૃહ સ્પષ્ટ વક્તા તમને કદી મળશે નહીં. કેમ શાંતિલાલભાઇ તથા શ્રોતા વર્ગ! મ્હારૂં કહેવું ખોટું હોય તો મ્હને જણાવશો.

**સર્વે મંડળ**—મહારાજ શ્રી હિંદુઓમાં રોટી વહેવાર ને બેટી વહેવારનો શંભુ મેળો કરી, તેમનું હિત કરવાને જેઓ તૈયાર થયા છે તેમના સંબંધમાં આપે જે ચરચા આજે કરી તે યોગ્યજ છે. આપના જેવા મહાત્માએ આજે વિદ્યાભદ્રના ઉછળતા વિચારને તોડી પાડયા છે. હવે આ સંબંધમાં તેઓજ શું કહેછે તે આપણે તેમને પૂછીએ.

કેમ વિદ્યાભદ્રભાઈ, હવે આ સંબંધી આપને કાંઈ વધારે ખુલાસો માંગવાનો છે?

**વિદ્યાભદ્ર**—(બેઠા થઇને) ભાઇઓ, **શાસ્ત્રીજી**માં આટલું બધું દૈવત છે તેની મ્હને ખબર ન હતી. (એમ કહી **શાસ્ત્રીજી**ના પગમાં પડેછે.) હું મ્હારી વિદ્યાના મદમાં ખરૂં ખોટું કાંઈ તપાસી શકયો નથી. મ્હને આજ સુધી એમ લાગતું હતું કે પાશ્ચાત્ય વિદ્યાના પ્રતાપે મ્હારા. જેવો કોઈ વિદ્વાન છેજ નહીં પણ આજના સંવાદ પછી તે મ્હારી મુર્ખતાપર મ્હને તિરસ્કાર આવેછે. અને હવે મ્હને લાગેછે કે, મ્હારૂં ધારેલું કામ ઘણુંજ મુસ્કેલ છે તે એટલે સુધી કે તે થઈ શકવાનો સંભવજ નથી.

એટલુંજ નહીં પણ તેવું કામ કરનારને મદદ આપવાથી પણ પોતાના ભૂતકાળના પૂર્વજો તેમજ વર્તમાન તથા ભવિષ્યકાળની પ્રજાને માટે કલંકરૂપી વારસો આપવા જેવું થશે.

**તર્કપ્રસાદ**—કેમ **વિદ્યાભદ્રભાઈ**, ઘાંચીના બળદની પેઠે ઠેકાણે આવ્યા? હું નહોતો કહેતો કે આવાં છીછરાંછળાં પગલાં ભરવા પહેલાં પુખ્ત વિચાર કરજો.

**રામશાસ્ત્રી**—છતાં ધારો કે તેમ કરવુંજ છે, તો પછી આવી ઉદાર સખાવતો પહેલાં પોતાના ઘરના આંગણેથી થવાની જરૂર છે, એટલે કે તમો સુધારાનો ઝુંડો ઊડાવવા તૈયાર થયા છો, તેમણે પહેલ કરી પોતાના અંગત સગાસંબંધીને અસ્પર્શ્યમાં દાખલ કરી વિવાહ આદિ સંબંધ કરી. તેમને માન આપી કૃતાર્થ કરવાં, અને તે તમારા દાખલાથી જો બીજાઓને તેમાં લાભ જણાશે, તો તેઓ આપોઆપ તમારી સાથે જોડાશે. અને તેમ છતાં જો અન્યજનો તમારો રસ્તો કબુલ નજ કરે તો પછી જે ખાડામાં તમે પડ્યા હો, તેજ ખાડામાં તમે અને તમારી ભવિષ્યની પ્રજા ભલે આનંદ માનો. એજ તમારે માટે છેવટનો રસ્તો છે.

**પ્રમાદધન**—મહારાજશ્રી, આપનું કહેવું સત્ય છે. મ્હારા એક ભાઈબંધ જેઓ **આર્યસમાજી** છે તેઓના કહેવાથી હું **આર્ય-સમાજમાં** જોડાયો. તે વખતે તેમના વિચાર મ્હારી કાચી અને ઉન્મત્ત બુદ્ધિને લઈને મને ઉત્તમ જણાયા, અને હું **સમાજમાં** દાખલ થયો. જો કે મ્હને કોઈએ કાંઇ ફરજ પાડી નહોતી, છતાં મ્હારા ઉછળીતા સ્વભાવ મુજબ, મ્હારા કુટુંબની મરજી વિરૂદ્ધ

યથેચ્છ મનુષ્યો સાથે મેં ખાવાપીવાનો વહેવાર કર્યો. તેને લઇને મ્હારી જ્ઞાતિએ મ્હને જ્ઞાતિ બહાર કર્યો. તે વખતે પણ મ્હારા મનને જરાએ ખોટું લાગ્યું નહતું. પરંતુ ત્યારબાદ મ્હને મ્હારી જ્ઞાતિની પરણેલી બાયડીથી બે છોકરા અને બે છોકરી થયાં છે અને તેઓ હાલ ઉમર લાયક થયાં છે, જેના લગ્ન સંબંધ માટે પૈસાના ભોગે મ્હારી જ્ઞાતિમાં તજવીજ કર્યા છતાં, છોકરી માટે વર મળતા નથી અને છોકરા માટે કન્યા મળતી નથી. જે મળે છે તે શુદ્ર જાતિમાં મળે છે, અને તેવી હલકી જ્ઞાતિમાં તેનો સંબંધ થએલો જોવાને હું રાજી નથી. હવે મ્હને મ્હારા કામનો પશ્ચાત્તાપ થાય છે. પરંતુ શું ઉપાય? હવે તો આપના જેવા મહાત્માની કૃપા થાય અને મ્હારી જ્ઞાતિના અગ્રેસરોને આપ સમજાવો અને મ્હને પાવન કરી જ્ઞાતિમાં લેવડાવો તો હું આપનો અત્યંત ઉપકાર માનીશ. મ્હારા વિચાર તો વિદ્યાભદ્રભાઇના વિચારથી પણ વધારે તેજ હતા પણ હવે તેને માટે મ્હને પુરતો પસ્તાવો થાય છે.

રામનાથશાસ્ત્રી—ભાઇ હવે જો તમને ખરેખરો અંતઃકણથી પસ્તાવો થતો હોય તો, તમારા દુઃખનો નિકાલ લાવવા યત્ન કરીશું. કેમ? વિદ્યાભદ્રભાઇ, જોયા જ્ઞાતિબંધનના ઝપાટા? એવી તો હિંદમાં અઢી હજાર જ્ઞાતિઓ હશે. વળી જે સુધારક પોતાની એક જ્ઞાતિના બંધનથીજ અનેક વીટંબણાં ભોગવે છે એમ તમને પ્રત્યક્ષ પ્રમાણ મળ્યું છે તો પછી બધી જ્ઞાતિઓની સહાનુભૂતિ મેળવવી એ તો '**न भूतो न भविष्यति**.' છતાં જેમ તમારી મરજી. પરંતુ એટલું યાદ રાખજો કે તમામ હિંદુઓમાં રોટી વહેવાર અને બેટી વહેવાર ચાલુ કરવાથીજ હિંદુ કોમની ઉન્નતિ

થતી હોય, તો તે સહાનુભૂતિના અભાવે "શ્વાન ચેષ્ટા*" પુરતુંજ. મતલબ સહાનુભૂતિથી જે ઉન્નતિ થશે તેનો હજારમો ભાગ પણ સહાનુભૂતિના અભાવે ઉન્નતિ થવા સંભવજ નથી. પછી જેમ તમારી ઇચ્છા. તમારૂં મન કેટલે દરજ્જે તમારા વિચાર માટે સ્થીર છે તે જાણવા સારૂ એક રીતે પરીક્ષા કરવા માટે મેં આ ચર્ચા કરી હતી. અને તેમાં કાંઇ અયુક્ત તમને લાગ્યું હોય તો મ્હારી તો 'સાઠી બુદ્ધિ નાઠી' એમ માની મ્હારાથી કાંઇ આડું અવળું વેતરાયું હોય તો ક્ષમા કરશો એમ મ્હારી નમ્ર વિનંતિ છે.

**વિદ્યાભદ્ર**—જી મહારાજ, આપના વચન અમૂલ્ય છે. આપે મ્હારાપર પરમ કૃપા કરી મ્હને રસ્તે ચડાવ્યો. હવે આપણા હિંદુનું અમે શ્રેય કરી શકીએ તેવો કોઇ રસ્તો આપને જણાતો હોય તો તે ટુંકામાં જણાવશો.

**ખીમચંદ**-ગોડીયો ગમાણે આયવો ટો ખંડા.

**રામનાથશાસ્ત્રી**—સુધારો કરવાના આ જમાનામાં ઘણાં રસ્તા છે જેવા કે, (૧) હાલના ભયંકર રોગથી જે છોકરાંઓ માબાપવગરના થયાં હોય, અને નિર્ધન હોય, તેમને આસરો આપવો. (૨) ગરીબ રૈયત માટે ગુજરાનના સાધન ઉભા કરી ધંધે ચઢાવવા. (૩) દુષ્કાળ પીડિતોને મદદ કરવી. વિદ્યા હુન્નર વધારવા પ્રયત્ન કરવા, (૪) અને સર્વની સહાનુભૂતિસાથે દેશના કનીષ્ટ અને મધ્યમ વર્ગને તેમજ નિરાધારને ભવિષ્યમાં ભુખ અને દુઃખથી પીડાવાનો

---

* કુતરાંની તમામ કોમમાં રોટી તથા બેટી વહેવાર છે પણ દરેકની દિગ્વીજય કરવાની મહત્વાકાંક્ષા હોવાથી સહાનુભૂતિના અભાવે તેમની ઉન્નતિ લાંબો કાળ ગયા છતાં પણ થઈ નથી.

વખત ન આવે તેવા રસ્તા લેવા. તેમ છતાં હજી પણ તમારા મગજમાં રોટી વહેવાર તથા બેટી વહેવાર કરવો એજ વિચાર આવ્યાં કરતો હોય તો તે દૂર કરવાની જરૂર છે. દાખલા તરીકે ફક્ત એક ગુજરાતનોજ દાખલો જેમાં કોળી, કણબી, વાણીઆ અને બ્રાહ્મણની અનેક કોમ છે, તેમાં પણ ઔદીચ બ્રાહ્મણની પેટાજ્ઞાતિનો તો પારજ નથી. જેઓ પૈકીની કેટલીક કોમ તો પોતપોતાની પેટાકોમમાં એકબીજા સાથે જમે છે તેમ છતાં તેઓને બેટી વહેવાર નથી. તેઓની એકબીજાને ભાણે ખપતી જ્ઞાતિમાં બેટી વહેવાર કરવાનો તેમની સહાનુભૂતિથી તમે પ્રયત્ન કરશો, તે હજી કંઈક અંશે ઉત્તમ ગણાશે. પરંતુ તેટલું પણ તમે કરી શકો એમ મ્હને લાગતું નથી. કારણ દરેક કોમને પોતપોતાની પેટાજ્ઞાતિનું એટલું બધું અભિમાન છે કે, કોળી જેવી જ્ઞાતિ પણ પોતપોતાની જ્ઞાતિમાં એકત્ર થાય તે બનવા પણ સંભવ નથી. તો પછી તેઓ વાઘરી યા અસ્પર્શ્યમાં રોટી યા બેટી વહેવાર કરે એ બનેજ કેમ? વળી અસ્પર્શ્ય લોકો જેમને ઘેર હમેશાં કામ કરે છે, તે કામ કરાવનાર પણ અસ્પર્શ્યોને પોતાના ઘરમાં પંક્તિલાભ આપતા નથી; તો પછી તમામ હિંદુ એકત્ર કરવાની વાતજ શી? વળી હમેશાં દુનિઆમાં બે પક્ષ છે. અને તે કાયમ રહેવાનાજ જેમ કે પક્ષીઓને બે પાંખ હોય છે તેમાંની એક જતી રહે તો તેની ગતિમાં મુંસ્કેલી આવશે. મનુષ્યમાં પણ પગ, હાથ, આંખ, કાન વિગેરે માટે પણ તેમજ છે, એટલે તમે ગમે તેટલો સારો યા માઠો પ્રયત્ન કરશો, તોપણ બે પક્ષ તો મટવાના નથીજ. મતલબ જેટલી આ દુનિઆમાં પક્ષાપક્ષની જરૂર છે તેટલીજ તેમની સાથે સહાનુભૂતિથી કામ લેવાની જરૂર છે. વળી તમે એટલું પણ યાદ

ર.ખજો કે ઉત્તમ પક્ષને હલકી પંક્તિમાં મૂકતાં વાર લાગતી નથી, પરંતુ હલકું કોઈ પણ વખતે ઉત્તમમાં ખપશે નહીં. દાખલા તરીકે (૧) તમે ઉત્તમ પ્રકારની રસોઇ તૈયાર કરાવી જમવાને માટે થાળીમાં પીરસાવો અને તે જમવાને બદલે તેને ગંધાતા ખાતરના ઢગલામાં નાંખો એટલે ખાતરના સંયોગ (કુસંયોગ)થી તેજ ભોજન જમવાને પાત્ર રહેશે નહીં, મતલબ હલકી પંક્તિની સંગત થતાં તેની ઉત્તમતા નષ્ટ થઇ ગઇ. (૨) સારૂં દુધ ભલે મ્હોટા જથામાં હોય, તેનો જમવા માટે ઉત્તમ દુધપાક તમે કરી શકશો. પરંતુ તે ખાવા અગાઉ તેમાં મીઠાંનો ગાંગડો નાંખો, અથવા જરા ઝેર નાંખો, તો તેમ થવાથી તે દુધપાક હલકી સંગતને લઇને તમારા ખાવામાં કામ આવશે નહીં. મતલબ ધોળાં વસ્ત્રને ડાઘો લાગે છે, કાળાને ડાઘ લાગતો નથી. તેજ પ્રમાણે જે ઉત્તમ કોમ છે તે હલકી કોમની સંગતથી હલકી થઇ જશે, પરંતુ હલકી કોમ ઉત્તમ થવા સંભવજ નથી, અને તમે તો સર્વને એકત્ર કરવા માંગો છો. પરંતુ તમારા જેવા લેભાગુ શિવાય કોઇ પણ ઊંચ સ્થિતિનું માણસ (મગજના બીગાડ શિવાય) હલકી સ્થિતિમાં જવા પ્રયત્ન કરશેજ નહીં એ નિર્વિવાદ છે. છતાં જો તમે કાયદાના બળથી તેમ કરવા માંગતાં હો તો તમારી મ્હોટામાં મ્હોટી ભૂલ છે. કારણ ન્યાયી ઇંગ્રેજ સરકાર કે જેનું રાજ્યબંધારણ ધર્મ, નીતિ અને ન્યાયપર રચાયું છે અને જેમણે દરેક ધર્મનું રક્ષણ કરવાની તમામ રૈયતને મહાન કબુલાત આપી છે, તે સરકાર તમારા જેવા સુધરેલાના વિચારથી દોરવાઈ જાય, અને અઢાર કરોડ માણસની સહાનુભૂતિ આવી ક્ષુલ્લક બાબતમાં ખોવાને

તૈયાર થાય તેમ બનવા સંભવજ નથી એમ અમે માનીએ છીએ. છતાં તેમ થશેજ એમ તમે માનતા હો તો તેનું પરિણામ લોર્ડ કરઝનના 'બંગભંગ'થી પણ વધારે વિપરીત આવવા સંભવ છે. વળી 'બંગભંગ' તો એકલા બંગાલા માટેજ હતો અને આ નિયમ તો આખા હિંદ માટે છે અને તેના પેટામાં ધર્મ જેવી બાબત સમાયલી છે. વળી આજે તમે હિંદુઓને જે કાયદો લાગુ કરો તે કાલે અન્ય કોમને લાગુ પાડવા પ્રયત્ન થશેજ. અને તેવી સ્થિતિમાં આખું હિંદ ખળભળી ઊઠશે. કારણ કોમી ભેદના આંતર ધર્મનું રહસ્ય વિશેષ રહેલું છે અને તેનો સંબંધ એટલો બધો ગુંચવાઈ ગએલો છે કે, કોમેકોમનો ભેદ દૂર કરતાં તેમના ધર્મપર પ્રહાર થવાનો વખત આવશે. જે કોઇપણ હિંદી કોમ સહન કરી શકશે નહીં. તેવા પ્રસંગમાં હિંદ કેવી વિપરીત સ્થિતિમાં મૂકાશે તેનો તમને ખ્યાલ પણ નહીં હોય. છતાં હું ફરીથી જણાવું છું કે ન્યાયી બ્રીટીશ સરકાર જેણે ધર્મ સંબંધી સ્વતંત્રતાનો મહાન 'મેગ્નાચાર્ટા' હિંદી રૈયતને બક્ષીસ કરેલો છે, તે તમારા જેવાના અયુક્ત પ્રયત્નને મંજુર રાખી હિંદી રૈયતની ધર્મની લાગણી કદીપણ દુખવશે નહીં, નહીં અને નહીંજ. અને તમે પણ જો બ્રીટીશ રાજના ખેરખાં હો તો, આ પ્રમાણે સરકારને આડે રસ્તે દોરવવાની તમારી યુક્તિ પડતી મૂકવાની તમને સલાહ આપું છું. તેમ છતાં જો તમે સરકારને આડે રસ્તે ચ્હડાવવા યત્ન કરશો તો તમારા જેવો દેશદ્રોહી તેમજ રાજ્યદ્રોહી બીજો કોઈ ગણાશે નહીં. અને તેવા રાજ્યદ્રોહ માટે જર્મન કૈસરની માફક તમારી ન્યાયની કોર્ટમાં તપાસ ન થાય તો તે જમાનાનીજ ખુબી. વળી તમે મ્હોડેથી વાતો કરોછો એટલુંજ પરંતુ ખરે વખતે તમે પણ હલકા કામમાં નહીંજ

પડો. કારણ જો તમને અસ્પર્શ્ય લોકોની ખરા અંતઃકરણથી દાઝ આવતી હોય તો જેમ દરેક કોમમાં સારા યા માઠા પ્રસંગે એક બીજાને મદદ કરવાનો રિવાજ છે, તેજ પ્રમાણે તમે પણ 'આત્મા સો પરમાત્મા' એ વાક્યાનુસાર અસ્પર્શ્યના લગ્ન પ્રસંગમાં –કામકાજમાં મદદ કરો; તેમના ખાનપાનમાં પીરસવા અને જમવા જાઓ; તેઓના મડદાં ઉપાડવામાં અને તેની વ્યવસ્થા કરવામાં મદદ કરો; તેમના નર્ક ઉપાડવામાં તથા તેમના નર્કના ગાડાં લઈ જવામાં મદદ કરો; તેમના ઢોર ઉખેલવામાં સાધનભૂત થાવ, અને તેમ કરી નાહ્યા વિના પાછા તમારા કુટુંબમાં દાખલ થઈ તેમને અને તમારી કોમને પાવન કરો અને તેમની સહાનુભૂતિ મેળવો. ત્યારબાદ તેવાં કામમાં જોડાવા તમારા અંગભૂતોને વિનંતિ કરો. અને તેમ થયા પછી જો બીજાઓને તમારા મતમાં જોડાવાની ઇચ્છા હશે, તો તેઓ આપોઆપ તમારી સાથે જોડાશે. પરંતુ સહાનુભૂતિ વિના જે કામ કરશો તે તો વૃથાજ સમજજો. આ શરૂઆત તમારાં ધારેલાં કામના પહેલાં પગથીઆં જેવી છે. શું તમે તેમ કર્યું છે કે કરી શકશો?

**વિદ્યા**––ના મહારાજશ્રી, એ કામ તો ઘણુંજ વિપરીત જણાયછે. તેમજ બીજા મ્હારા અંગભૂતો પણ તેમાં સામેલ થાય એમ મ્હને લાગતું નથી.

**શાસ્ત્રી**––તો પછી રોટી વહેવાર તથા બેટી વહેવાર તમામ હિંદુ કોમમાં તમે દાખલ કરવા માંગોછો તેનું શું? તે કેટલું વિકટ છે તેનો તમને ખ્યાલ પણ નહીં હોય. વળી આ સંબંધમાં મ્હારે વિશેષ જણાવવાનું કે હિંદમાં દરેક કોમની અંદર ધર્મનું રહસ્ય

એટલું બધું ગુંચવાએલું છે કે **મહાત્મા ગાંધી** જેવા સુધારાના અગ્રેસર પણ નીચે મુજબ કબુલ કરેછેઃ—

"જ્ઞાતિભેદના પાયાપર હિંદુ સમાજની ઇમારત ટકી રહી "છે એમ મ્હારી સમજ છે. સર **વીલીઅમ** હંટર પોતે "લખેલા હિંદુસ્થાનના ઇતિહાસમાં એક ઠેકાણે એમ લખેછે કે "જ્ઞાતિભેદની સંસ્થા પ્રચલીત હોવાથી હિંદુસ્થાનમાં દરિદ્રતાનો "કાયદો (Poor Law) ઘડવો પડયો નથી. આ વિચાર "મ્હને બરાબર લાગેછે. જ્ઞાતિ સંસ્થામાં સ્વરાજ્યનું બીજ છે. "જુદીજુદી જ્ઞાતિઓ લશ્કરી ટુકડી સમાન છે. સેનાધીપતિ "પ્રત્યેક સીપાઇને ઓળખતો નથી, પણ તેની પાસેથી તેના "ટુકડીના મુખ્ય અધિકારી મારફતે કામ કરાવે છે. તેજ પ્રમાણે "જ્ઞાતિભેદના સાધનથી આપણે સમાજ સુધારણાનું કામ સેહેલી "રીતે કરી શકીએ છીએ, અને આપણા ધાર્મિક, વ્યાવહારિક. "નૈતિક અને રાજકિય ચક્ર ગમે તેમ ફેરવી શકીએ છીએ.

"જ્ઞાતિયોજના એ કેવળ સ્વાભાવિક સ્થિતિ છે. અહીંઆં "તેને ધાર્મિક સ્વરૂપ આપી દેવાયું છે. બીજા દેશોમાં તેનો "ઉપયોગ પૂર્ણપણે ધ્યાનમાં ન આવવાથી તે સંસ્થા સ્થુલ રૂપે "રહી, અને ત્યાં તેથી ઝાઝો લાભ થયો નહીં. મ્હારો વિચાર "આવો હોવાથી જ્ઞાતિભેદને નિર્મૂળ કરવા સંબંધી જે યત્ન "ચાલી રહ્યો છે તેની હું વિરૂદ્ધ છું.

મતલબ હિંદુસ્થાનની. અને તેમાં પણ હિંદુની વસ્તુ-સ્થિતિ - જુદીજ છે. આખા હિંદમાં દરેક કોમની અંદર ધર્મનું રહસ્ય સમાએલું છે એટલુંજ નહીં, પણ જેમ આ

દેહમાં જીવ રહેલો છે, તેમ ધર્મના અંતર ભાગમાં હિંદના જીવનરૂપ વૈદકના નિયમો રહેલા છે. ધર્મ અનુસાર વર્તવાથી વૈદકના નિયમો પણ જળવાય છે અને તેને પરિણામે મનુષ્ય દીર્ઘાયુષી થાય છે. દાખલા તરીકે હિંદુશાસ્ત્રમાં "**शत संवत्सरं दीर्घमायुः**" નો જે આશીર્વાદ યોજેલ છે તે આશીર્વાદ પોતાના જ્ઞાતિધર્માનુસાર વર્તનારને ઘણે અંશે ફળીભૂત થાય છે. જે બાબતમાં તમારા વડીલોએ ભોગવેલી તનદુરસ્તી અને લાંબા આયુષ્ય પ્રમાણભૂત છે. તેથી વિરૂદ્ધ વર્તનારની જીંદગી ટુંકી થાય છે અને તેનો દાખલો હાલની પ્રજાને યોગ્યાયોગ્યનો વિચાર કર્યા સિવાય હાલના સુધરેલા જમાનાને રસ્તે ચાલી, ધર્મવિરૂદ્ધના મોજશોખમાં વિવેક છોડીને ઘસડી જાયછે તે છે. તે પૈકીના સમાજમાં અકાળે થતાં મરણ પ્રમાણનો વધારો છે કે જે હાલના સુધારાને પણ કેટલેક અંશે આભારી છે. આ બાબતમાં મ્હારો પોતાનોજ દાખલો લો. મ્હારી ઉંમર સો વરસ ઉપરાંતની છે છતાં હું કેવો તનદુરસ્ત અને મજબુત છું. જ્યારે તમે જુવાન છતાં તમારા શરીરમાં જે તાકાત છે તેના કરતાં મ્હારા શરીરમાં વધારે તાકાત છે, એમ હું માનું છું. તેનું કારણ મેં મ્હારી કોમમાં રહી મ્હારા ધર્મને જાળવેલો છે અને તેને લઇને વૈદકના નિયમ પણ સચવાએલા છે એટલે કોઈ પણ માદક પદાર્થના દુર્વ્યસનમાં હું પડેલો નથી. તેમજ બજારના નાસ્તા કર્યાં નથી અને હોટલો જોયાં નથી. વળી માંદગીમાં જ્યાંસુધી દેશી દવા મળી છે ત્યાં સુધી પરદેશી દવા વાપરી નથી અને તેથી મ્હારી તનદુરસ્તી સારી છે. તેથી ઉલટું તમે જે સુધરેલા આગેવાનો જેઓ પોત-પોતાની જ્ઞાતિ અને ધર્મને માન આપતા નથી, અને તમારૂં ખમીર હિંદી છતાં દેખાદેખી માદક પદાર્થોના યથેચ્છ સેવન

કરોછો, અને 'હોટેલ'ની મોજ ઊડાવોછો. તેમાં તુર્તમાં આનંદ માનોછો અને તે આનંદની ઝુમમાં તમે જ્ઞાતિ અને ધર્મનો તિરસ્કાર કરી સ્વચ્છંદી અને મર્યાદારહીત બનોછો. જેમ થવાથી આ દેશમે અનુકૂળ એવા વૈદકના નિયમ પણ સચવાતા નથી. તેનું પરિણામ (જો કે તમને બાહ્ય દ્રષ્ટિએ ખબર પડતી નથી છતાં) એ આવ્યું કે તમો ઉછરતા વિદ્વાન યુવાનો, કે જેમની ઊન્નતિને માટે હિંદ મગરૂર છે અને ભવિષ્યમાં સારી આશા રાખેછે તેવા સારી આશા આપનાર યુવકો યુવાવસ્થામાં અનેક વખતે આપણી હિંદુ કોમમાં મ્હોટા પ્રમાણમાં મરણ શરણ થાયછે. તેમ થવાનું કારણ શું તેનું તમો વિદ્વાન છતાં વિદ્યાના મદમાં ભાન પણ નથી એજ મહાન આશ્ચર્ય છે. માટે તમારી જો સુધારા કરવાની શકિત હોય તો પ્રથમ તમારા બીજા બંધુઓમાં મરણ પ્રમાણ વધવાનું કારણ શું તે જાણવાની અને તે મરણ પ્રમાણ શું ઊપાયથી કમી થાય તે ઊપાય યોજવાના ભગીરથ પ્રયત્ન કરવાની પ્રથમ જરૂર છે. તે સવાલ તો તમારા સ્વપ્નામાં પણ આવતો નથી અને મહાત્મા ગાંધી જેવા સર્વ માન્ય પુરૂષના મહાન વિચારને બાજુ પર મૂકી, તમામ હિંદુ કોમને એકત્ર કરવા માંગોછો, તે ભુંગળ વિનાની ભવાઈ કે બીજું કાંઈ? પગ તળે આગ બળે ને લંકા હોલવવા જાય તે આનું નામ.

વળી જેઓના પૈસાથી તમે ભણ્યા છો, તેઓનીજ જ્ઞાતિ અને ધર્મની દુર્દશા કરવા તેમના વિચાર વિરૂદ્ધ તમે તૈયાર થયા હો તેમાં જમાના પ્રમાણે નવાઈ નથી. કારણ લાકડાનો હાથો કુહાડામાં હોય તોજ તે પોતાની જ્ઞાતિનું બીજું લાકડું કાપે.

તે અનુસાર તમે ઊત્તમ બ્રાહ્મણ થઇને સુધારાને નામે બ્રાહ્મણ આદિના ધર્મનો ધ્વંસ કરવા તૈયાર થયા છો એથી બીજી નીમકહલાલી અને સહાનુભૂતિ કઈ ગણાય! જો તમારે હિંદુ કોમના અગ્રેસરમાં ખપવું હોય તો આવા ધતીંગથી દૂર રહેવામાંજ તમારૂં મહત્વ સચવાશે. તમારા કહેવા મુજબ મ્હારા જે વિચાર તમે જાણવા માંગ્યા હતા તે મેં તમને જણાવી દીધા. હવે તમને ઠીક પડે તેમ કરો.

**સર્વે મંડળ**—પૂજ્ય ગુરૂજી, વિદ્યાભદ્રભાઇના વિવાદને અંગે આપે આપની વિદ્વતાનો આ પ્રસંગે અમને પૂર્ણ લાભ આપ્યો, જે ભૂલી શકાય તેમ નથી. હવેના જુવાનીઆઓને આથી વધારે સલાહ શું આપવી?

**ભીમચંદ**—કેમ વિડયાભડરભાઈ! હવેતો વોડાભાઇનું નાડું મુકો ટો સારૂં.

**વિદ્યાભદ્ર**—મહારાજશ્રી, આપે મ્હને જે સલાહ આપી તે યોગ્ય છે. મ્હારા ઊપર મ્હોટો ઊપકાર થયો. હવે આ કામ કરવાની મ્હારામાં હિંમત નથી એમ અથથી ઇતિ સુધી વિચાર કરતાં મ્હને જણાય છે. પરંતુ તેથી મ્હારી મૂખ્ય ધારણા જે હિંદુ કોમની ઉન્નતિ કરવા માટે છે તે ભાંગી પડશે. તેમ ન થાય અને હિંદુ કોમની ઉન્નતિ થાય એવો કોઈ રસ્તો આપની નજરમાં આવે તો તે આ સેવકને જણાવી ઊપકારી કરવા વિનંતિ છે.

**રામનાથ શાસ્ત્રી**—ભાઈ, મ્હારા વિચાર જુના જમાનાના છે તે વખતે તમને પસંદ આવશે કે નહીં તે સંશય છે. છતાં જ્યારે

તમે મ્હને પુછોછો, ત્યારે ફક્ત હિંદુ કોમની નહીં પરંતુ તમામ હિંદી પ્રજાની જેથી ઉન્નતિ થાય તે બાબતમાં મ્હારા વિચાર જણાવુંછું. પ્રથમ તો દરેક હિંદીઓએ એક બીજા સાથે સહાનુભૂતિથી અને પવિત્ર પ્રેમથી વર્તવાની જરૂર છે. જેવા પ્રેમ અને સહાનુભૂતિનું મધ્યબિંદુ હાલમાં 'યુનાઇટેડ સ્ટેટસ' છે. આપણા દેશમાં પણ સ્વર્ગસ્થશ્રી દાદાભાઈ, માનનિય ગોખલે, સર ફીરોજશાહ મહેતા, સર વીલીઅમ વેડરબર્ન, મી. હ્યુમ વિદુષી એની બીસાંટ, મહાત્મા ગાંધી, નામદાર મહમુદાબાદના મહારાજા, માન્ય હુસન ઈમામ, અમીરઅલી, શ્રીયુત પટણી અને સર સીંહા વિગેરે મહારથીઓ સહાનુભૂતિના સ્થંભ તરીકે છે. જો કે ચાલતા સમયમાં હિંદ જે હકને લાયક છે તેથી પણ વિશેષ હક હાલની લડાઇથી નામદાર સરકારને જે અનુભવ થયો છે તેને લઇને નામદારશ્રી શહેનશાહની કૃપાથી તમોને મળશે. છતાં પણ નામદાર શહેનશાહશ્રી તેમજ બ્રીટીશ સામ્રાજ્યના પૂર્ણ પ્રેમને પાત્ર થવાની તમો ઇચ્છા રાખતા હો તો મ્હારા મનમાં એક નવીનજ યોજના આવી છે તે હું તમોને જણાવુંછું.

હાલનો ચાલતો ઇતિહાસ આપણને શું જણાવે છે ? રૂશીઆ, જર્મની ને ઓસ્ટ્રેલીઆ જેઓએ પોતાની રૈયતની સહાનુભૂતિ વિના હાલનો રણરંગ મચાવ્યો છે તેમનાં મહાન રાજ્યો નષ્ટ-પ્રાય જેવાં થઈ ગયા છે. તેથી વિરૂદ્ધ આપણાશ્રી નામદાર શહેનશાહે રૈયતની સહાનુભૂતિથી ઇન્સાફને ખાતર શહેનશાહતને આ લડાઇમાં જોડયું. જેથી પરિણામે તેજ રૈયતે આપણા નામદાર શહેનશાહને લડાઇના કામમાં યોગ્ય મદદ આપી જેને લઇને થએલા વિજયથી આપણા નામદારશ્રી શહેનશાહ આખા

શાહેનશાહતના અપૂર્વ માનને પાત્ર થયા છે. આપણા હિંદુ શાસ્ત્રમાં રાજાને દેવાંશી અથવા દેવતુલ્ય માનેલા છે તેના અનેક દાખલાઓ ઇતિહાસમાં છે. એટલુંજ નહીં પણ રામાયણ અને મહાભારત જેવા ઐતિહાસિક ગ્રંથોથી જણાશે કે પોતાના રાજાઓને દેવતુલ્ય માનવામાં જે હિંદુ પ્રજા પોતાનું ગૌરવ સમજે છે, અને હાલના વાતાવરણથી તો એમ જણાશે કે તમામ હિંદી પ્રજા આપણા શ્રી નામદાર શાહેનશાહ પ્રત્યે અપૂર્વ પ્રેમભાવ બતાવેછે અને હવે પછી જે હકો હિંદી પ્રજાને મળશે તેથી ઓર તે પ્રેમમાં વધારો થશે.

ભાઇઓ, મ્હારા લાંબા અનુભવપરથી કહુંછું કે આપણાપર લાંબા વખતથી નામદાર બ્રીટીશ સરકારનો અમલ છે અને તે અમલથી રૈયતના જાન, માલ અને ધર્મની સલામતી પ્રતિદિન વિશેષ જળવાતી જાયછે કે, જેવી સલામતી બ્રીટીશ અમલ પહેલાંના કાળમાં લાંબો વખત સુધી બીલકુલ ન હતી. વળી બ્રીટીશ રાજ્યમાં ન્હાના મ્હોટાં દેશી રાજ્યો પણ પોતપોતાના રાજ્યો શાંતિથી ભોગવેછે વિગેરે ઉપકાર માટે આપણે નામદાર શાહેનશાહશ્રીના આભારી છીએ. અને જ્યારે તેમ છે ત્યારે તેવા ઉત્તમ બ્રીટીશ રાજ્યના અમલની હિંદને હમેશને માટે જરૂર છે, કે જેની શીતળ છાયામાં આપણે હાલની ભયંકર લડાઇમાં પણ સુરક્ષિત રહ્યા છઇએ. હવે આજ લાંબા વખતથી હિંદને ત્રિદોષ થયો છે. એટલે અનેક ભાષા અનેક કોમ અને અનેક ધર્મ એ ત્રણ શુળ ભેળાં થયાં છે. જો કે તમામ દેશોમાં એક યા બીજી રીતે આ પૈકીની કોઇપણ સ્થિતિ મોજુદ તો છે કે જેને લઇને ભુતકાળમાં ઘણા કલહો થયા છે. પરંતુ તેમાં પણ હિંદની સ્થિતિ

વધારે વિપરીત છે અને ગમે તેટલે વરસે પણ તેનું કોઇપણ રીતે સમાધાન થવા સંભવ નથી એમ હાલના વાતાવરણથી જણાય છે. અને જ્યાંસુધી તેવું સમાધાન ન થાય ત્યાંસુધી સામ્રાજ્યની મદદ સિવાય હિંદુસ્થાનમાંથીજ કોઈ હિંદનું રાજ્ય-તંત્ર ચલાવવા શકિતવાન થાય તે આશા આકાશ કુસુમવત્ છે અને તે કારણથી પણ હિંદ અને હિંદીઓની ઊન્નતિ માટે હિંદને બ્રીટીશ રાજઅમલની હમેશને માટે જરૂર છે. ગંજીફાની રમતમાં એકકો સૌથી વધારે બળવાન હોયછે. તેજ એકકો એટલે રૈયતની સહાનુભૂતિ અથવા એકમત. તેના કરતાં પણ હુકમનો એકકો વધારે બળવાન ગણાય છે. તેજ આપણા નામદારશ્રી શહેનશાહ કે જેમના રાજ્ય અમલ તથા હુકમની હિંદને પૂર્ણ જરૂર છે. આ દ્રષ્ટાંત પ્રમાણે હિંદ-(એકકો) અને બ્રીટીશ શહેન-શાહત (હુકમનો એકકો) નું જોડાણ વધારે દ્રઢ બનાવવા માટે મ્હારી માન્યતા પ્રમાણે એવી ગોઠવણ થવાની જરૂર છે કે, જેમ નામદાર શહેનશાહશ્રીના વડા પુત્રને 'પ્રીન્સ ઓફ વેલ્સ' કહેવામાં આવેછે તે અનુસાર શાહી કુટુંબના કોઈપણ 'પ્રીન્સ'ને યા તેવા કોઈ પુરૂષને 'પ્રીન્સ ઑફ ઈન્ડીયા' અથવા તો એવી બીજી કોઈ સંજ્ઞા આપીને તેમને હિંદુસ્થાનની ગાદીપર (સમયાનુસાર અને યોગ્યતા મુજબ યોગ્ય મુદત સુધી વારાફરતી) બીરાજવા માટે ગોઠવણ કરવી. અને તેઓ પોતાનાજ વતનમાં હોય એવી રીતે સ્થીરતાથી શાહી હુકમ મુજબ હિંદમાં રહે. હિંદને સુખી થવાનો તેમજ તેની ઉન્નતિનો આ એકજ માર્ગ છે, અને તે માર્ગ મ્હને ઉત્તમ જણાતાં તમારા કહેવાપરથી મેં તમને કહી બતાવ્યો છે.

(સર્વેને નમસ્કાર કરીને) ભાઇઓ, આજ જે વિષયોની ચર્ચા થઈ તે ઘણી ગહન છે. જેનાપર મ્હોટાં મ્હોટાં પુસ્તકો

લખી શકાય તેમજ તેની ચર્ચા કરવામાં વખત પણ ઘણો જોઇએ. પરંતુ રાત્રિ વધારે જવાથી સૌ મંડળીના મન પોતપોતાને ઘેર જવાની પ્રવૃતિમાં છે એમ મ્હને જણાતાં આ વિષય ટુંકામાં આટોપી લીધો છે તે ખાતે ક્ષમા માગુંછું. એટલું કહી **શાસ્ત્રીજી** પોતાના મુકામપર જવા ઉભા થયા.

તમામ શ્રોતા મંડળે પણ ઉભા થઈ તેમને અપૂર્વ માન આપ્યું અને તેમની ઉત્તમ સલાહ માટે અંતઃકરણથી તેમનો આભાર માન્યો અને પ્રસંગોપાત દર્શનનો લાભ આપવા મહારાજશ્રીને વિનંતિ કરી. મહારાજશ્રીએ તે વિનંતિ સ્વીકારી સૌને પોતપોતાને ઘેર જવા આજ્ઞા કરી. અને **વિ**દ્યાભદ્રને દરેક કામની શરૂઆત કરતાં પહેલાં તેના લાભાલાભનો વિચાર કર્યા બાદ જેથી સર્વે જનસમાજને લાભ થાય તેવાં કામો કરવાની સૂચના આપી.

**વિદ્યાભદ્રે શાસ્ત્રીજી**ના પગમાં પડી દંડવત્ કરી ઉપકાર સાથે તે આજ્ઞા સ્વીકારી.

મહારાજશ્રીએ પોતાના સ્થાનપર જતી વખતે '**વંદે-માતરમ**'ની ત્રણ વખત જય બોલાવી. શ્રોતાજનોએ તે જયનાદ ઉપાડી લીધો. તે જયઘોષના અપૂર્વ નાદથી હું જાગી ઉઠ્યો, અને જોઉંછું તો મ્હારા મકાનમાંજ હું સુતેલો હતો.

સ્વપ્નામાં જોએલા તથા સાંભળેલા આ સંવાદની અસર મ્હારાથી ભુલાય તેમ નથી અને તેથી. મ્હને તો ઘણોજ આનંદ થયો છે. છતાં તે યોગ્ય છે કે કેમ તેનો નિર્ણય પ્રિય વાંચક વર્ગને કરી લેવા મ્હારી નમ્ર વિનંતિ છે. ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

**સમાપ્ત.**

# વર્તમાન હિંદુ ધર્મ, સમાજ અને રૂઢીઓ વિષે કેટલાક અભિપ્રાયો.

——:o:——

સર એડવીન આર્નોલ્ડ વિલાયતની સ્વયંવરની રુઢિને હાલની હિંદુ રુઢિ સાથે સરખાવતાં લખે છે કે:—

"ઘણા પાશ્ચાત્ય દેશો કરતાં પૌર્વાત્ય દેશોમાં ખરાં સુખી-ગૃહો અને આનંદમય સંતોષી જીવનોનું પ્રમાણ વધારે આવે છે એવું સત્તાવાર આંકડાઓથી પુરવાર થઇ શકે એમ હું માનું છું. પશ્ચિમમાં સ્નેહ–લગ્નને પરિણામે ઘણીવાર ગંભીર ભૂલો, સાહસિક નિશ્ચયો અને દયા ઉપજાવે તેવી નિરાશાઓ જોવામાં આવે છે; જ્યારે પૂર્વમાં યુવાનોને માટે, ડાહ્યા અને સંસાર વ્યવહારના અનુભવી વડીલો સંભાળપૂર્વક સારી પસંદગી કરે છે. તરતના આકસ્મિક સ્નેહથી આકર્ષાયલાં અને ભવિષ્યમાં ઉજળાં સ્વપ્નાંજ જોનાર યુવાન જોડાઓમાં આ ગુણોનો અભાવ હોવાથી પાશ્ચાત્ય દેશોમાં માઠાં પરિણામો આવે છે. પૂર્વમાં તેમ નથી. વળી લગ્ન બંધન તરફ ઓછી કાળજી અથવા સંભાળને લીધે હિંદુઓમાં આવો આચાર પ્રચલિત છે એમ નથી; એ લોકો લગ્નનો પૂર્ણ અર્થ, એની જવાબદારીઓ અને ગંભીરતા સ્હમજે છે અને તેથીજ પૂર્વમાં આ જુનો સંપ્રદાય દ્રષ્ટિએ પડે છે."

આપણી સ્ત્રીઓ સંબંધી લખતાં મીસસ બિસાંટ કહે છે કે:—

"વીરતા, બળ અને રાજ્ય કરવાની શક્તિ વાળી, તથા સતીત્વ, અને ટેકને માટે પોતાનો જીવ આપનાર સ્ત્રીઓનાં દ્રષ્ટાંતો જેટલાં હિંદના ઇતિહાસમાં છે તેટલાં ઈંગ્લંડના ઇતિહાસમાં મળવાં અશક્ય છે."

સીસ્ટર નિવેદિતા સ્ત્રીઓ વાસ્તે નીચે પ્રમાણે કહે છે:—

"એ ધ્યાનમાં રાખવા જેવું છે કે એશીયાટિક વિચારોનું તથા ભાવનામયતાનું હિંદ મુખ્ય સ્થાન છે. અન્ય દેશોમાં આપણને ફક્ત ઉદાહરણોજ મળશે, જ્યારે હિંદમાં તો એ વિચારો સાક્ષાત નજરે પડે છે. હિંદમાં કુટુંબજીવનની પવિત્રતા તથા મીઠાશ મહાન્ સંસ્કારિતાની પદવીએ પ્હોંચી છે. ત્યાં પત્નીત્વ એક ધર્મ ગણાય છે; માતૃત્વ એ સંપૂર્ણતાનું સ્વપ્ન છે અને મનુષ્યનાં અભિમાન તથા રક્ષણ કરવાની શક્તિ બહુ ઉચ્ચ કોટિએ પ્હોંચ્યાં છે."

ડૉકટર એ. કે. કુમારસ્વામી લખે છે કે:—

"જાતિ વિષે પૂર્વનો અને પશ્ચિમનો મત સરખાવતાં જણાય છે કે પાશ્ચાત્ય મત ભ્રષ્ટ અને પ્રાકિતક છે. સ્ત્રીઓ માટે પશ્ચિમમાં જેમ હલકા વિચારો પ્રવર્તે છે તેમ પૂર્વમાં નથી. પૌર્વાત્ય દેશોમાં સ્ત્રી જાતિ પૂજ્ય ગણાય છે, યુરોપીયનને મન સ્ત્રી એ આનંદનું સ્થાન છે."

ગુજરાતના પ્રસિદ્ધ સાક્ષર રા.રા. ઉત્તમલાલ ત્રીવેદી બી.એ., એલએલ. બી. જ્ઞાતિસંસ્થા વિષે નીચે મુજબ જણાવે છે:—

"સમુદાયની એકતાના વિભાગ રૂપે જ્ઞાતિને જોવી ક્ષણવાર બંધ કરી વ્યક્તિની વિવિધતાની અને પૃથકતાની મર્યાદારૂપે જ્ઞાતિને આપણે જોઇએ ત્યારે એની પાછળ રહેલું એક સત્ય આપણને સમજાશે. જ્ઞાતિ એ ગૃહ્ય આચારવિચારમાં સમાનતાવાળા, વિવાહ સંબંધથી જોડવાને પાત્ર એવા કુટુમ્બોનો સમુદાય છે. વિવાહથી સંબદ્ધ થઇ જેમ સ્ત્રીપુરૂષ પોતાનું પૃથકત્વ દામ્પત્યધર્મમાં વિલીન કરે છે, પ્રજોત્પાદન પછી તેજ દમ્પતિ પોતાના કુટુમ્બમાં પોતાનું પૃથક જીવન વિલીન કરે છે, તેમ કુટુમ્બો વિવાહથી સંબન્ધ

પામેલા અથવા સંબન્ધ પામી શકે તેવા કુટુમ્બો સાથે એ. કુટુમ્બના જેવો વ્યવહાર આચરી કુટુમ્બનું પૃથકત્વ કંઈક અંશે વિલીન કરે છે. આ માર્ગથી ગૃહ્ય આચારવિચારની સમાનતા—એકતા જળવાય છે, ધન, યૌવન, પ્રભુતાદિકથી ઉત્પન્ન થતી ઉચ્છૃંખલતા કંઇક અંશે દબાય છે, અને કુટુમ્બ સમુદાયની સેવા કરવાના અભિલાષથી અથવા તેમના સદ્‌ભાવની આકાંક્ષાથી મનુષ્ય અનેક પ્રકારના સત્કર્મો કરવામાં પ્રવૃત્ત થાય છે. આર્થિક જીવનમાં જેમ મહાજન આદિ સંસ્થાઓ સમુદાયહિત: સ્વહિતનું તાદાત્મ્ય કરવામાં ઉપયોગી થાય છે, રાજ્યજીવનમાં જેમ નગર, રાષ્ટ્ર ઇત્યાદિ સંસ્થાઓ સમુદાયના હિતને અવિરોધી થાય તેવી રીતે સ્વહિત સાધવાની અનુકૂળતા કરી આપનારી અને સમુદાયનો ઉત્કર્ષ સાધવાના સાધન રૂપ સંસ્થાઓ છે તેમ જ્ઞાતિ એ ગૃહ્ય જીવનના સદ્ અને અસદ્‌નો વિવેક કરાવનારૂં, તેવા વિવેકને રૂઢ કરનારૂં "સ્વ"ની પશુતા મર્યાદિત કરનારૂં, અને તેના દિવ્ય અંશને ઉત્તેજન કરી વિકસાવનારૂં, અમુક કુટુમ્બસમુદાયમાં સ્વતાને ડુબાડનારૂં એક ઉપયોગી સાધન છે."

સર મોનીયર વીલીયમ્સ પોતાના 'હિંદુ ધર્મ' નામના ગ્રંથમાં આપણા ધર્મ સંબંધી નીચે મુજબ લખે છે:—

"હિંદુ ધર્મ, એ સર્વવાહી, સર્વાનુકૂળ, સર્વવ્યાપી, અને સર્વસંગ્રાહી છે. તેમાં અધ્યાત્મવિજ્ઞાન છે તેમજ પદાર્થવિજ્ઞાન પણ છે, રહસ્ય દર્શન છે તથા સામાન્ય દર્શન પણ છે. કર્તૃવાદ પણ છે, અને કર્મવાદ પણ છે, યુક્તિવાદ અને અયુક્તિવાદ પણ છે, દક્ષિણ માર્ગ છે અને વામ માર્ગ પણ છે. કર્માસક્ત તેમજ ભોગાસક્ત, નીતિવાન તેમજ ભક્તિમાન, તર્કપરાયણ તેમજ બુદ્ધિપરાયણ

અને તત્વજીજ્ઞાસુ તેમજ વિચારશીલ એ સર્વ પ્રકારના મનુષ્યોને માટે તેમાં ભિન્ન ભિન્ન માર્ગ છે. યજ્ઞાદિ ક્રિયાઓમાં નિરત મનુષ્યોને પણ તે સર્વ રીતે સંપૂર્ણ જણાય છે; ગ્રંથોનું પ્રમાણ નહિ માન-નારા અને શ્રદ્ધાનોજ સ્વીકાર કરનારાઓને પણ તેથી બહાર જવાની જરૂર નથી; વિષયસુખમાં નીરત મનુષ્યો પણ તેમાં રહીને પોતાની વાસનાઓ તૃપ્ત કરી શકે છે; જીવાત્મા તથા પરમાત્માના સ્વરૂપનો વિચાર કરવામાં, પ્રકૃતિ તથા પુરૂષનો સંબંધ સમજવામાં તેમજ જીવની પૃથકતાનું રહસ્ય અને દુઃખનું ફળ જાણવાનો યત્ન કર-વામાં વળી જેઓ આનંદ માનતા હોય, એવા સર્વ પ્રકારના તર્કશીલ મનુષ્યો પણ આ ધર્મમાં પોતાનો અભિલાષ પરિપૂર્ણ કરી શકે છે."

સ્વ. સર વીલીયમ હુંટર કહે છે કેઃ—"હિંદુઓ, આખા દુનિઆમાં એક સૌથી વિશેષ સહનશીલ ધર્માવલંબીઓ છે."

મી. મન્મથ સી. મલિક બૅરિસ્ટર-ઍટ-લૉ જેમણે 'ઓરિએન્ટલ ડીઝલસ' અને 'ધી રીલીજીયન ઑફ એકઝીસ્ટન્સ' એ અગત્યનાં પુસ્તકો લખ્યા છે તેઓ કહે છેઃ—

"નૈતિક જીવન ગાળવામાં અને ધાર્મિક શિક્ષણમાં દેશીઓએ પરદેશીઓ પાસેથી કાંઇ પણ શીખવાનું નથી."

———:૦:———

પ્રકાશક—ઠાકોરલાલ છોટાલાલ મહેતા. [૧૦૨૫
ઠેકાણું—૧૧૪, કાલકાદેવી રસ્તો, મુંબઈ.
છાપનાર—શા. મગનલાલ જગજીવનદાસ,
ઠેકાણું— શ્રી 'સરસ્વતી' છાપખાનું, ૩૫૬, નાગદેવી રસ્તો,